શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा
## ग्रंथ १०.
# नीरांतकृत
## कविता.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.
કીમત ૧-૦-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**

**Baroda.**

---

# PRACHIN KAVYA MALA.

or

Old Gujarati Poetical Series,

## PART X.

## POET NIRANT BHAKTA'S KAVITA.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá

and

Nathashankar Pujashankar Shastri.

---

A. D. 1889–90.

Price Re 1–0–0

Under the liberal patronage of
His Highness Maharaja
SAYAJI RAO GAEKWAR
Sena Khaskhel Samsher Bahadur
Baroda.

---

# PRACHIN KAVYA MALA.

or

## Old Gujarati Poetical Series,

## PART X.

## POET NIRANT BHAKTA'S
## KAVITA.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá
and
Nathashankar Pujashankar Shastri.

---

A. D. 1889-90.
Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી) નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ) ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ, આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થે જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણતાં દૃષ્ટાંતરૂપ થઈ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઈ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્ય આશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેકટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણાં સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઇ** તથા **દીવાળીબાઇ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઈ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે:—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઇશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કે:—

Blessings be with them, and eternal praise,
who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે. તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રામાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વે કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વે કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઈ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.<br>
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>
સુદી ૧, તા૦ ૨૦ એપ્રિલ સન<br>
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.

## नीरांत.



ભોજો, ધીરો, બાપુ વગેરે ભક્ત કવિઓની ગણનામાં નીરાંત આવે છે. તેમનું મૂળ સ્થાન દેથાણ કરીને કાનમમાં ગામ છે ત્યાં હતું. દેથાણમાં હજી એમના વંશજો છે. જાતે તળપદા પાટીદાર કહેવાય છે. નીરાંતનો જન્મ કઇ સાલમાં થયો તે માલમ પડતું નથી પરંતુ તેમને થઇ ગયે આશરે સવાસો વર્ષ થયાં છે. તેઓ કઇ સાલમાં દેવલોક પામ્યા તે નક્કી થઇ શક્યું નથી, પરંતુ બાપુસાહેબ સ્વર્ગવાસી થયા પછી તેમનો કાળ થયો છે, એટલે તેઓએ સંવત્ ૧૮૯૮ પછી દેહ છોડી એમ ઠરે છે. તેમની મરણતિથિ ભાદરવા સુદ ૮ ને રોજ આવે છે.

નીરાંતને બે સ્ત્રીઓ હતી, અને એકંદરે આઠ છોકરાં હતાં. છોકરાંનાં છોકરાં હાલ હયાત છે. નીરાંતે મરતી વખતે પોતાના શિષ્યોના અત્યાગ્રહથી પોતાની બે સ્ત્રીના પુત્રોને બે ગાદી સ્થાપી આપી. એટલે એક ગાદી ખુશાલદાસને અને બીજી બાવાભાઇને મળી.

નીરાંત સ્વભાવે સ્વતંત્ર અને શાંત હતા. તેમનું મન ઉદાર હતું. પારકાનું માન જાળવવામાં તેઓ પૂરા વિવેકી હતા. એમની ખ્યાતિ સાંભળી ઘણા માણસો એમની પાસે ઉપદેશ લેવા આવતા. જે શંકા કાઢે તેનું પોતે શાંત અને ગંભીરપણે સમાધાન કરતા. તેઓ સઘળાને સમાન ગણતા કેમકે આત્મા પરમાત્મામાં ભેદ ન ગણનારને સઘળા સમાનજ લાગે. જ્યારે કોઈ એમને પંથ ચલાવવા કહે કે આગ્રહ કરે ત્યારે તેઓ કહેતા કે "વાડો તો બકરાંને જોઇએ! સિંહને કંઇ વાડાની જરૂર નથી"।

વડોદરામાં પ્રેમજી ભગતને ત્યાં નીરાંત બહુ રહેતા. વાડીમાં વનમાળી કહાનજીનો ચોક કહેવાય છે તે ચોકમાં વિશેષે કરીને તેઓ પોતાની બેઠક રાખતા. ત્યાં એક વખત એમનો અને સ્વામીનારાયણવાળા સહજાનંદનો મેળાપ થયો હતો. બન્ને પંથના આગેવાનો શાંત પ્રકૃતિના હોવાથી કંઈ ટંટો ફિસાદ ન થતાં તેમની વચ્ચે સંવાદ ચાલ્યો હતો. આખરે કંઇ મતભેદનું નિરાકરણ ન થવાથી બન્ને પોતપોતાને સ્થાને ગયા હતા એમ કહેવાય છે.

નીરાંતના મોટેરા શિષ્યોમાંના ઘણાખરા થોડી કે ઘણી કવિતા કરી જાણતા હતા. એમાંના કેટલાકનાં નામ નીચે આપ્યાં છે.

| નામ. | | | | | ગામ. |
|---|---|---|---|---|---|
| દયાળદાસ. | ... | ... | ... | ... | કરમડી. |
| અંછારામ. | ... | ... | ... | ... | સુરત. |
| ગોવિંદરામ. | ... | ... | ... | ... | ” |
| નરોત્તમદાસ. | ... | ... | ... | ... | ” |
| ગિરિજાબાઇ. | ... | ... | ... | ... | ” |
| દોલતરામ. | ... | ... | ... | ... | ” |
| આપુસાહેબ. | ... | ... | ... | ... | વડોદરા. |
| ગણપત. | ... | ... | ... | ... | ખબર નથી. |
| રામદાસ. | ... | ... | ... | ... | ” |
| પુરૂષોત્તમ દાસ | .... | ... | ... | ... | વડોદરા. |
| પરભુદાસ. | ... | ... | ... | ... | ” |
| ચતુરશીબાઈ. | ... | ... | ... | ... | ” |

જમનાબાઇ. ... ... ... ... ”
લક્ષ્મીદાસ. ( ઉદા ) ... ... ... ”
નરેરદાસ. ( નીરાંતપુત્ર ). ... ... ... ”
ખુશાલભાઈ. ” ( જેને ગાદી મળી. ) ... ... ”
બાવાભાઈ. ” ... ” ... ... ... ”

ઉપર જણાવેલા શિષ્યો પૈકી બાપુસાહેબગાયકવાડ મુખ્ય હતા. તેમની કવિતા પ્રાચીનકાવ્યમાળા વાંચનારના જોવામાં આવી ગઇ છે એટલે તે વિષે અહીં વધારે લખવાની જરૂર નથી. બાપુસાહેબે ઉત્તમ ધર્મ ખોળવા સારૂ અનેક ધર્માચાર્યનાં પારખાં જોયાં હતાં. આખરે નીરાંત પાસે આવ્યા ત્યારે તેમને નીરાંત વળી ! નીરાંત પર બાપુસાહેબની કેવી શ્રદ્ધા હતી, તેમને તે કેવા પૂજ્ય અને મહાન માનતા તે તેમણે દરેક પદને અંતે જણાવેલું છે. બાપુસાહેબ પેહેલવેહેલા નીરાંત પાસે ગયા ત્યારે તે ગાયકવાડ હોવાથી માની હશે એમ ધારી નીરાંતે તેમની સાથે જરૂર જેટલીજ ધીમેથી વાત કરી. બાપુસાહેબે નીરાંતનું મન વર્તું, પણ કાંઇ બોલ્યા ચાલ્યા વગર લાગટ પાંચ દિવસ સુધી અહોરાત તે નીરાંત પાસે બેસી રહ્યા. નીરાંતની ખાત્રી થઇ કે બાપુસાહેબે અહંમમત્વ તજેલું છે અને તે જ્ઞાન લેવાને પાત્ર છે. એથી તેમને ખુશીથી ઉપદેશ આપ્યો. કહેવાય છે કે બાપુસાહેબે તેજ વખતે પાંચ પદ બનાવી નીરાંતને સંભળાવ્યાં તેથી તે બહુ પ્રસન્ન થયા.

બાપુસાહેબ ઉપરાંત, મંછારામ, દયાળદાસ, ગણપત, ગોવિંદરામ-પુરૂષોત્તમદાસ, જમનાબાઇ, ખુશાલદાસ, અને નરેરદાસ એ શિષ્યોની કરેલી કેટલીક કવિતા અમને મળેલી છે. પુરૂષોત્તમદાસનો વડોદરામાં સોઇ તળાવ ઉપર એક પંથ ચાલે છે. એમની કવિતા મનોરંજક છે. નરેરદાસ નીરાંતનો પુત્ર હતો પણ તેનું મન અસ્થિર હોવાથી તેના પર નીરાંતની જોઇએ તેટલી પ્રીતિ નહોતી. વણારશીબાઇ એક બાળવિધવા બ્રાહ્મણી હતી. તે ગુરૂથી મળેલો ઉપદેશ બીજા લોકોને કરતી પરંતુ પોતે બ્રાહ્મણ જાતિની હોવાથી લોકલાજથી ડરીને નીરાંત પોતાના ગુરૂ છે એ વાત ગુપ્ત રાખતી. એ બાઇનું બંધાવેલું મહાદેવનું દેવળ હાલ વાડીજીલ્લાની છેલ્લી પોળમાં છે.

મંછારામ કરીને એક વાઘોડીઆનો બ્રાહ્મણ હતો. તેણે નીરાંત તળપદા પાટીદાર છતાં તેની ખ્યાતિ ચાલતી જોઇ નીરાંતની નિંદા કરવા માંડી.

નીરાંતને આ વાતની ખબર પડતાં તેમણે તેને એક પત્ર લખ્યો. પત્રનો ઉત્તર મંછારામથી અપાયો નહિ ત્યારે નીરાંત જાતે તેને મળવાસારૂ વાઘોડીએ ગયા અને મંછારામને પગે પડી પૂછવા લાગ્યા કે મહારાજ આપ તો બ્રહ્મદેવ છો અને જ્ઞાની છો, માટે મને ઉપદેશ કરો. આ ઉપરથી તથા જે વાતચીત ચાલી તે ઉપરથી મંછારામને નીરાંત ઉપર ઘણી શ્રદ્ધા બેઠી અને તેજ વખતે તે તેમનો શિષ્ય થયો. મંછારામ ઉપર કવિતામાં લખેલો કાગળ આ પુસ્તકમાં છપાયો છે.

---

# ગ્રંથવિવેચન.

ભોજો અને બાપુસાહેબ એ બ્રહ્મજ્ઞાની કવિઓના ગ્રંથો પાછળ પ્રકટ કરેલા છે તેનાજ જેવો આ પણ બ્રહ્મજ્ઞાની કવિનો કરેલો ગ્રંથ છે. બાપુસાહેબગાયકવાડના ચરિત્રમાં લખ્યું છે કે નીરાંત એ બાપુસાહેબના ગુરૂ હતા તે બાબત આ ગ્રંથમાંથી સિદ્ધ થાય છે. કેમકે નીરાંતે આ ગ્રંથમાં એક ઠેકાણે બાપુને સંબોધન કરીને કેટલાંક પદ લખ્યાં છે. ગુરૂની અને શિષ્યની કવિતા બહુધા સમાનજ છે તથાપિ આમાં કાંઇક ભોજાના જેવો હિંદુસ્તાની ભાષાનો ભેળ વધારે છે. ભોજાની ભાષામાં કાઠિયાવાડી શબ્દો વધારે છે પણ આ કવિ તો ચોરંદા તાલુકાનો રહેવાશી હોવાથી તેની ભાષા શુદ્ધ ગૂજરાતી છે. નીરાંતભક્તની કવિતા વડોદરામાં ઘણી પ્રસિદ્ધ છે, કેમકે તેના ભકતો વાડી વગેરે જીલ્લાઓમાં ઘણા છે. તેઓ તેના ચોપડા આદરથી વાંચે છે અને ગાય છે. નીરાંતની કવિતામાં શાંત સિવાય બીજા રસની છાંટ નથી તેમ તે પોતે પણ શુદ્ધ બ્રહ્મજ્ઞાનીજ હતો એમ તેની કવિતા પરથી માલમ પડે છે. આ ગ્રંથમાં તેની કવિતાનો ઘણો ભાગ સંગ્રહ્યો છે જેમાં જ્ઞાનભક્તિનાં પદ પ્રથમ દાખલ કર્યા છે. જ્ઞાનભક્તિનાં ૧૧૧ પદ છે અને તે પછી સવૈયા, આત્મબોધ અને કાગળ છે. કાગળમાં બ્રહ્મજ્ઞાન સંબંધી કેટલાક પ્રશ્નો કરેલા છે પણ તેના ઉત્તર નથી.

એ પછી જ્ઞાનોપદેશનાં ૪૯ પદ, પછી સાત વાર, બારમાસ અને તિથિઓ છે. તથા પદ ૫૭ પછી જ્ઞાની ગુરૂ સંબંધી સાખીઓ છે. એ પછી સાંખ્ય અને યોગના ઐક્યનો શ્લોકો ( એ જાતના રાગમાં લખેલાં પદ્ય ) છે. એમાં યમ, નિયમ તથા તેના ભેદ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, સમાધિ, વગેરેની સમજ આપી છે. અને સાંખ્યના શ્લોકામાં જડ તથા ચૈતન્યનું સ્વરૂપ વર્ણવી પછી તેમના યોગથી જગદાદિ ઉત્પન્ન થયું છે એમ વર્ણ્યું છે. ચૈતન્ય પુરૂષ અને જડ પ્રકૃતિના યોગથી મહત્તત્વ ઉત્પન્ન

થયું. મહત્તત્વથી અહંકાર થયો, એ અહંકાર ત્રણ ગુણમય ત્રણ પ્રકારનો થયો. તામસ અહંકારથી પંચ મહાભૂત અને તેનાં કાર્ય થયાં; રાજસ અહંકારથી ઇંદ્રિઓ થઈ અને સાત્વિક અહંકારથી બુદ્ધિ આદિક અંતઃકરણ થયાં. ત્રણ ગુણવાળા અહંકારથી એવું સ્થૂળશરીર ઉત્પન્ન થયું તેનાં અંગો અને તેના દેવતાઓ વગેરે કહીને પછી સૂક્ષ્મશરીર, કારણશરીર, જાગ્રદાદિ અવસ્થાઓ, વગેરે વર્ણ્યું છે. એ સર્વેથી આત્મા ભિન્ન છે માટે તેજ સત્ય છે એમ છેવટ પ્રતિપાદન કર્યું છે.

હવે કથાઓનો આરંભ થાય છે. પ્રથમ ઉપોદ્દ્ઘાત કરીને પછી ધનવિરાગ, સ્ત્રીવિરાગ, ગુરૂશ્રદ્ધા, ગુરૂ ઉપદેશ, વિશ્વાસ, સંતતિવિરાગ, માયાત્યાગ ષડ્રિપુ, ચિત્તશુદ્ધિ, એકાગ્રતા, બ્રહ્મદર્શન, સંગત્યાગ, સદ્ગુરૂનાં લક્ષણ, બ્રહ્મદર્શનનો લાભ, માયારૂપ કથન, પુરૂષપ્રકૃતિનું વર્ણન, અને પ્રકૃતિનો પરિવાર, એ વગેરે પેહેલી કથામાં કથ્યું છે. એ રીતે પ્રથમ કથામાં જડકાર્યસ્વરૂપસૃષ્ટિ વર્ણીને સર્વના કારણરૂપ ચૈતન્યબ્રહ્મનું વર્ણન બીજી કથામાં કર્યું છે.

કથાઓ પછી અવતારખંડન નામનો વિષય છે. વારાહ, મત્સ્ય, કચ્છ, મોહિની, નૃસિંહ, બળરામ, કૃષ્ણ, રામ, પરશુરામ, અને વામન, એ દશ અવતારને ભજવાથી મુક્તિ નથી, પણ એક બ્રહ્મને જાણવાથીજ મુક્તિ છે એમ કહ્યું છે. અવતારખંડન પછી છેવટે છૂટક પદ દાખલ કર્યાં છે. એ પદોમાં જીવ અને દેહની લઢાઇનું એક પદ છે તે વાંચનારને ગમ્મતની સાથે બોધ આપે એવું છે.

નીરાંતના ગ્રંથ ઉપરથી જણાય છે કે તે માત્ર નામનો મહિમા ગાનાર બ્રહ્મજ્ઞાની હતો. નામ એટલે સદ્રૂપબ્રહ્મ. તેણે પદ, રાગ, દેશી, ધોળ, ગરબા, ગરબી, હોરી, ધુમાર, વગેરે વિધ વિધ રાગ પસંદ કર્યા છે. એ રાગોમાં જડ અને ચૈતન્યનો વિવેક, જડવસ્તુનો વિરાગ, શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન, એ છ સાધન, મુમુક્ષુનાં લક્ષણ, એ વગેરે બતાવીને વેદાંતવેદ્ય બ્રહ્મને બતાવ્યો છે. જે લોકો શાસ્ત્રીય રીતે વેદાંતાદિ

ગ્રંથોનો અભ્યાસ કરી શકતા નથી અથવા તેની પ્રક્રિયાઓ સમજવા જેટલી જેમની બુદ્ધિ સૂક્ષ્મ નથી તેમને આવા ગ્રંથોથીજ બ્રહ્મજ્ઞાન થવું સુલભ છે. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ નિરંતર અંતર્દૃષ્ટિ રહેવાને સારૂ તથા મનન કરવામાટે પણ આવાં પુસ્તકો સામાન્ય લોકોને અત્યંત ઉપયોગી છે.

॥ श्रीजगदीश्वराय नमः ॥

# नीरांतभक्तकृत

# कविता.

---

## જ્ઞાનભક્તિનાં પદ.

### પદ ૧ લું.

રાગ હંસની ચાલ.

ભણીને તું થયો રે ભીખારી;
કમાયો શું, ભણીને તું થયો રે ભખારી. ટેક. ૧
સિદ્ધાંતનો રે સાર સમજી શકયો નહિ,
વાણી તે બહુ વિસ્તારી;
પોતાનું પોત નવ શકયો પારખી,
ઉદરની વૃત્તિ વધારી. કમાયો શું૦ ૨
જાચવાની જુગત તને જો રે આવડી છે,
(ને) પૂજાની પેઢી પ્રસારી;
એમ નથી જાણતો કર્ત્તા હું કોણ છું,
વિખવાણ જાણે વેપારી. કમાયો શું૦ ૩
કેહેણીના કૃત્યવડે ગુરૂ થઈ બેઠા,
સેવકની ગરજ નવ સારી;
મરતી વેળાએ તમો કયાં જઇ મળશો,

---

૩ વિખવાણુ—મિથ્યા કે કડવી વાણીવડે તો જાણે પોતે વેપારી છે.

એ અર્થની વાત ના વિચારી. કમાયો શું૦ ૪
દાસના દાસની દીનતા ના આવી,
મોટમમાં લીધો છે મારી;
નીરાંત નામને તેં નવ ઓળખાયું,
જીત્યો જન્મ ગયો હારી. કમાયો શું૦ ૫

પદ ૨ જું.

કર્મ કરી શું રે કમાયો;
વિચારને, કર્મ કરી શું રે કમાયો. ટેક. ૧
નાહી ધોઇને તું નિત્ય આદરે છે,
પંથી જેમ પંથે પળાયો;
જાગીને જોને તું પોત તારૂં પ્રીછને,
કોણ યોનિનો તું જાયો. વિચારને૦ ૨
પૂર્વે જોતાં તો તારે કર્મ કાંઈ નો'તાં,
ક્યાંથી કર્મ લેઇ આવ્યો;
પાછો વળીને તું કયમ નથી પેખતો,
પરખ વિના પૂરો પિડાયો. વિચારને૦ ૩
શુભ અશુભ કર્મ જાણને તે જાળ છે,
જીવ તે જાળમાં બંધાયો;
જુગતે જાળમાંથી કોઇ નીકળી શકે નહિ,
બ્રહ્માથી હોય જો સવાયો. વિચારને૦ ૪
પાછો વળે તો તું તરત પાર પામે,
ન છૂટે તે કર્મનો બંધાયો;

---

૨ પંથી ઇ૦—જેમ પંથી સઘળી તૈયારી કરીને દેખાડેલે માર્ગે જાય છે તેમ તું શીખવેલા નિત્યકર્મને માર્ગે ચઢ્યો છે.

નીરાંત સદ્‌ગુરૂનામને સંભારતાં,
ગરવો ભયો ને ઘર પાયો. વિચારને૦

પદ ૩ જું.

તન તારૂં જોને તપાસી;
તું કોણ છે, તન તારૂં જોને તપાસી. ટેક.
પાંચ તત્વનું પૂતળું બન્યું છે,
માંહે અગુણ તત્વ નિવાસી;
પાંચની આદ લેઇ ગણીએ અટ્ઠાવી,
એટલામાં આપ ઓળખાસી. તું કોણ છે૦
આત્મા પરમાત્મા સહુના સાક્ષી,
નિર્બંધે નિરખ્યા નિવાસી;
તું તારૂં આપ જો અળગું કે માંય છે,
ભૂલ ભણ્યાને શી ભાસી. તું કોણ છે૦
મરવા અવતરવાની બીક તને બાપડા,
ચાર ખાણ લખચોરાશી;
નીરાંત નિત્યનામ નિરખને તું તારૂં,
ઓળખે તો થાય અવિનાશી. તું કોણ છે૦

---

૫ પાછો વળે-પોતાનું આદિકારણ તપાસે કે કર્મ કરતાં પાછો પડે.

૨ પાંચ તત્વ—પાંચ મહાભૂત. માંહે ઈ૦—પંચ ભૂતના પૂતળામાં અગુણ તત્વ (આત્મા) નિવાસ કરીને રહ્યું છે. પાંચ ઈ૦—પાંચ મહાભૂતને આદિ લેઇને અઠ્ઠાવીશ તત્વ ગણીએ એટલે પાંચ મહાભૂત, દશ ઇંદ્રિય, દશ પ્રાણ અને ત્રણ ગુણ, એ તત્વો ગણિયે—એ તત્વો તે આત્મા નથી પણ તેનો દ્દષ્ટા હું છું એમ જાણીએ, તો આપ (પોતાનું સ્વરૂપ) ઓળખાશે.

૩ નિર્બંધ ઈ૦—એ તત્વ સમુદાયરૂપ દેહમાં નિવાસી આત્માને નિર્બંધ (બંધ રહિત) નિરખ્યા. ૪ ચાર ખાણ—જરાયુજ, અંડજ, સ્વદેજ, ઉદ્‌ભિજ્જ.

## પદ ૪ થું.

સુગરાનું સુખ શું વખાણું;
આદિ અંત, સુગરાનું સુખ શું વખાણું. ટેક. ૧
વૃત્તિના વેગ સહુ વેગળા થયા છે,
ઠરવાનું મળ્યું છે ઠેકાણું;
આઠે પોહોર નેહ નામની સંગાથે,
અવરને ઉરમાં ના આણું. આદિ અંત૦ ૨
મરવા અવતરવાનો સંશે મટે છે,
મનથી મૂકાએલા જાણું;
વિદેહપણું દેહ દીસવામાં તારે,
આપમાં આપ સમાણું. આદિ અંત૦ ૩
જીવનમુક્ત તો જેને કહેવાય છે,
એવા પુરૂષ પરમાણું;
વાણી જુઓ તો વિકાર નહિ જેમાં,
ઉઘડ્યું હીરાનું સાણું. આદિ અંત૦ ૪
અજ્ઞાન આવરણ ઊડી ગયું છે,
વાયુ અખંડિત વા'ણું;
રહે તે સંસારમાં ને ભિન્ન સંસારથી,
સમજણમાં સાર સમાણું. આદિ અંત૦ ૫
મરીને જીવે તેનો દેશ એવો જાણવો,
નામ સમાન નહિ નાણું;
નીરાંત સદ્‌ગુરૂ કામધેનુ કેરૂં,
એ દાસને જોયતું દુજાણું. આદિ અંત૦ ૬

---

૧ સુગરાનું—ગુરૂવાળાનું. ૪ સાણું—કોઠીનું બાકું.

## પદ ૫ મું.

નુગરાને ના જડે આરો;
ઉતરવાનો, નુગરાને ના જડે આરો. ટેક૦ ૧

ભવસાગર ભય જાળનો ભર્યો છે,
કામ ક્રોધનો છે ગારો;
કોટિ કલ્પ લગી કોઈ તરે નહિ,
એવો છે પાપનો પસારો. ઉતરવાનો૦ ૨

કીટ પતંગને ભ્રમાળુ ભાળજો,
ભાળો નહિ ભવનો તારો;
ઝાઝું શું કહીએ જૂઠું ના જાણશો,
એવો છે ભવનો ભૂલારો. ઉતરવાનો૦ ૩

નુગરાના દર્શનથી દોષ ઘણો લાગે,
ઓળખ્યો છે આત્મહત્યારો;
હરિથી વિમુખ તેનો હાથ કોણ ઝાલે,
સાકુટનો સંગ નિવારો. ઉતરવાનો૦ ૪

આ રે સંસારમાં ગુરૂવનો કોણ છે,
સર્વેને શિર ગુરૂ ધારો;
દેહના ગુરૂ તો સર્વેને જાણજો,
મનનો ગુરૂ છે ન્યારો. ઉતરવાનો૦ ૫

મનના ગુરૂ વિના ભૂલ નથી ભાગતી,
એ તો ભૂલે ભમે જગ સારો;

---

૩ ભ્રમાળુ—ભમનારાં—ભટકનારાં. ૪ આત્મહત્યારો—બ્રહ્મજ્ઞાન ન જાણનારને શાસ્ત્રમાં આત્મહત્યારો કહેછે. "पुमान्भवाब्धिनतरेत्सआत्महा— ભાગવત. સાકુટ—ખળ.

નીરાંત સદ્દગુરૂ મનના મળે તો,
પળમે કરે ભવ પારો. ઉતરવાનો૦ ૬

પદ ૬ ઠ્ઠું.

આવ્યા છે જી મારે ઘેર આજ,
અણતેડયા આવ્યા છે જી મારે ઘેર આજ;
મેહેર કરી મહારાજ,
અણતેડયા આવ્યા છે જી મારે ઘેર આજ. ટેક. ૧

જેને કાજે અતિ દેહ દમે રે,
આવ્યા રે વિટંબણાએ વાજ;
તોએ જાંઝુનાં જળ વેગળાં રે,
ધોખો મટે નહિ ધાજ. અણતેડયા૦ ૨

કોટિ ઉપાય કરે કોઇ વળી રે,
હરિ મળવાને કાજ;
દરશન પરસન દેખે નહિ રે,
એવા છે ગરીબનિવાજ. અણતેડયા૦ ૩

સુખના સાગર શ્રીહરિ રે,
દલની ટાળણ દાઝ;
અનુભવમાં આવી મળ્યો રે,
રાખી છે ગુરૂજી એ લાજ. અણતેડયા૦ ૪

પ્રાણજીવન પ્રસન્ન થયા રે,
આપ્યો અવિચળ સાજ;
કો કાળે જે ના મીટે રે,

---

૬ સારો—બધો.

૨ જાંઝુનાં—ઝાંઝવાંનાં. ધાજ—ધાવાથી. અથવા ધજ્જ—સારો, મોટો.

બોલે બોલ્યાથી રે બાજ. અણતેડ્યા૦ ૫
મન કર્મ વચને એક વર્યા રે,
અન્ય થયું સહુ નાજ;
નીરાંત નિરખ્યા નિજનામને રે,
મનનો મટ્યો છે અવાજ. અણતેડ્યા૦ ૬

## પદ ૭ મું.

### રાગ સોરઠ.

મને તો ઘણું ગમે છે જી, ગુરૂવાનો દેશ;
હાસ્ય ને વિનોદ હમેશ. ટેક ૧
મન વાણી પોહોચે નહિ રે, લક્ષણ લાગે લેશ;
ભાવ ભલો પણ શું કરે રે, ધ્યાન ના આવે ધરેશ. મને૦ ૨
સુખ સદાનો સોહલો રે, નહિ કર્મ કલેશ;
ભાગ્ય ભલાં જો પામીએ રે, સદ્‌ગુરૂ સાચા વરેશ. મને૦ ૩
સર્વાતીત ને સરવની માંય છે રે, નહિ વરણ ને વેશ;
વસવું વિણ આધારનું રે, ઉલટું આપ લખેશ. મને૦ ૪
પ્રેમ પદારથ પ્રીછવું રે, અનુભવિયાનું વિશેષ;
નીરાંત નિરખો નિજનામને રે, સત્ય પલામાં શેષ. મને૦ ૫

---

૫ બોલ્યાથી ઇ૦—જે બોલ્યાથી (અર્થાત્ વાણીથી) બાજ (બાહ્ય—બાહાર) છે—વાણિથી જે વર્ણાતો નથી.

૧ ગુરૂવાનો—ગુરૂવાળા માણસનો. ૨ ધરેશ—ધરા (પૃથ્વીનો) પતિ ઇશ્વર. ૪ સર્વાતીત—સર્વથી પેલીપાર. વસવું ઇ૦—જ્યાં આધાર વગરનું વસવાનું છે એવું આપ (આત્માતત્વ) ઉલટું છે એમ તું જાણીશ.

૫ અનુભવિયાનું—જેણે અનુભવ કર્યો હોય તેનું. સત્ય ઇ૦—તેથી છેવટે સત્ય એજ પલામાં શેષ રહે છે.

## પદ ૮ મું.

### રાગ વસંતધુમાર.

વસંત વિવાહ વર્ણવું હો, વર્ણવું તો ન વર્ણવાય. ટેક. ૧
સદ્‌ગુરૂજીએ સત્ય કહ્યું સંભવતું, વિવિધ વિવેક વિચાર;
ત્રિગુણાતીત નામ નૌતમ, સત્ય વરકન્યા સાર. વસંત૦ ૨
લેહે લગ્ન તે ઘડીએ લીધાં, શુભ મુહૂર્ત્તમાં સાર;
આઠ પહોર દિવસ ને રજની, લાંછન નાહિ લગાર. વસંત૦ ૩
મન મગન મંડપ મહારૂડો, છાબ પુષ્પવત્ છાય;
ચિત્ત ચોરી ચોપાસ ચીતરી, સંભવતી સર્વે શોભાય. વસંત૦ ૪
જાન જગતની જોવા સરખી, પુરૂષોત્તમ ! નહિ પાર;
કરૂણાનિધિ કૃપા કરીને, તત્વનો મેળ્યો તાર. વસંત૦ ૫
ત્રિકમજી તોરણ સરે તેવા, પ્રેમે પાકા પૂર;
મન ગમતા માંહ્યરામાં મહાલે, હરખભરી કન્યા હજૂર. વસત૦ ૬
વા’લપણાની વરમાળા વારૂ, પ્રીત પાનેતર નાડું;
અરસપરસ મળ્યો હસ્ત મેળાવો, છકને તંબોળે છાંડું. વસંત૦ ૭
મંગળ ચાર વર્યાં વરકન્યા, માનિની મંગળ ગાય;
અન્યો અન્ય કંસાર આરોગે, સ્થાપના વેદધુની થાય. વસંત૦ ૮
અનહદનાદ વાજિંત્ર વાજે, નિર્ભય ભયો રે નિશાન;
સ્મરણસાર સમોવડ નાહિ, સંભવતું ધીરજ ધ્યાન. વસંત૦ ૯
પુરૂષોત્તમને પરણાવિયારે, સખી સદ્‌ગુરૂ દેવ;
નીરાંત નામે નેહ મળ્યો છે, સત્ય સત્યવંતીની સેવ. વસંત૦ ૧૦

## પદ ૯ મું.

વસંત રતની જાઉં વારણીએ, વિધ વિધનાં વૃક્ષ ફૂલ્યાં રે;

---

૭ છક-મદ. ૯ સંભવતું ઈ૦-ધ્યાન અને ધીરજ ત્યાં સંભવે છે.

અનુભવી પંખી વેહે વાસના, અવર તે પંખી ભૂલ્યાં રે. ટેક. ૧
સદા સુવાસી પુષ્પ અનોપમ, મોહ્યા સબ સંસારા રે;
લક્ષવેત્તા લેહેલીન વાસના, પરખે પરખનહારા રે. વસંત૦ ૨
વૃક્ષ વડું ને પુષ્પ અનાદિ, પંચ પાંખડી પરખો રે;
વન વિશ્વને પુષ્પ અપારા, નામ નૌત્તમ નરખો રે. વસંત૦ ૩
જીવ જંત કો નર ને નારી, અનેક ઉપાયે ઇચ્છે રે;
ગુરૂ મીલે તો ગેડચો પાવે, પ્રેમીજન કોઈ પીછે રે. વસંત૦ ૪
એ ઉલટ ભેદ ને ગેડચ ગ્યાનની, સદ્‌ગુરૂ સોઇ લખાવે રે;
નીરાંત નામ પુષ્પ પુરૂષોત્તમ, ગુરૂવા હોએ તે પાવે રે. વસંત૦ ૫

## પદ ૧૦ સું.

કર્ત્તાપદ કોને કહીએ, એ કર્ત્તા કહો કોને રે;
ખીર નીર બે મળ્યાં એકઠાં, હંસ કરે બે છાને રે. ટેક. ૧
બગ સો વાકું બૂઝ શકે નાહિ, હંસગતિ ગુણ ન્યારા રે;
મેં સાહેબમે, સાહેબ મેરા, પરખે પરખનહારા રે. કર્ત્તાપદ૦ ૨
જીવ શિવ કહેવામાં કહેવા, માયાપદ કહો કેવું રે;
જીવ શિવ પર જે પદ છે, તે પદ સમજી લેવું રે. ” ૩
એક શબ્દ સબહી સરખા, શબ્દહી સરજનહારા રે;
શબ્દાતીતકો કોન લખાવે, સો સબ લખતે ન્યારા રે. ” ૪

---

૧ વારણીએ-વારણે. પંખી-જીવન્મુક્ત. વાસના-બ્રહ્માનંદ. અવરપંખી—બીજા માયાવી જીવ. ૨ લક્ષવેત્તા ઇ૦—જે પુરૂષો બ્રહ્મલક્ષ્યના વેત્તા (જાણનારા) હોય છે તે વાસનામાં લેહેલીન—તદ્રૂપ થઈ જાય છે.

૩ વૃક્ષ—સંસાર. પુષ્પ—દેહ. પાંખડી—પંચભૂત. ૪ ગેડચો—આંટીઓ. ગુરૂ મળે તો તે ગેડયો સમજાય—છૂટે. ૫ ગુરૂવા—ગુરૂવાળા.

૧ છાને-જૂદાં કરે. (?) ૨ બગ ઇ૦—જે બગ છે તે વાકુ (એને) જાણી શકતો નથી. ૪ લખાવે-ઓળખાવે. લખ—લક્ષ્ય પદાર્થ.

એસા એક અનંતમાં દેખો, અનંત એકમાં લહિયે રે;
નીરાંત નામ નૌતમ વાકો, સમજ ગ્રહો કોઇ કહિયે રે. " ૫

## પદ ૧૧ મું.

તન પાયો રતનચિંતામણી;
ચિત્ત ચિત્તવે તો આવે બણી. ટેક. ૧
રખે કરતો ઉપાધિ આટલી,
સારી હીણી સહુ છે બાદલી;
જોને તન તપાશી તારૂં,
નથી થયું તે ઉપાધિ બા'રૂં. તન પાયો૦ ૨
અન્ય દેવ ઉપાધિ મૂકીએ,
મૂળ વસ્તુ વિચારી ના ચૂકીએ;
એવી સમજણ રાખો હૃદે વળી,
બીજી હોય તેને મૂકો મિથ્યા કળી. તન પાયો૦ ૩
ભણ્યે ગણ્યે રે ડાહ્યો થયો દેશમાં,
આવ્યો વૃદ્ધપણાના વેશમાં;
તોયે સમજી શક્યો નહિ આપમાં,
ગયો જન્મ પડયો બહુ પાપમાં. તન પાયો૦ ૪
કરી કર્મ કમાયો તે જો લાભને,
મિથ્યા શું વળગ્યો છે તું આભને;
એથી રે ઉંચો થઇ શું ફરે,
મિથ્યા કર્મ મનોરથ શું કરે. તન પાયો૦ ૫
અણસમજ્યો તે સાધન બહુ કરે,
એમાં અર્થ એકુનો નવ સરે;

---

૩ કળી—સમજીને.

એવા કર્મઉપાસી દીઠા ઘણા,
જેમ શેકાયા ઉની વેળુએ ચણા. તન પાયો० ૬
એમ અનેક ઉપાયે અર્થ નવ સરે,
તરિ તારાનો કોઈ નવ તરે;
નમો નીરાંત નામ ગુરૂદેવને,
કરો મન કર્મ વચને સેવને. તન પાયો० ૭

## પદ ૧૨ મું.

પંછી કાહા પર્યો તું ભૂલમાં;
બિનફૂળ રે એવા ફુલમાં. ટેક. ૧
એક મૂળ વિના વૃક્ષ ફૂલી રહ્યો,
તેને કો કાળે ફૂળ ના ભયો;
તેને કાપીએ તો કપાય નહિ,
એવો નિષ્ફૂળ વૃક્ષ સૂકાય નહિ. પંછી० ૨
એવો સંસાર વૃક્ષ સમાન છે,
તેને પુષ્પરૂપી અજ્ઞાન છે;
મિથ્યા માટે મૂળ નહિ જાણવું,
એવું જાણીને વર પરમાણવું. પંછી० ૩
વૃક્ષ વધ્યાની હદ નવ કહી શકું,
એવું સમજવું આપ અંતરથકું;
એ તો નિષ્ફૂળ એવું કહેવાય છે,
મિથ્યા વૃક્ષ કો વિરલે તજાય છે. પંછી० ૪
અણસમજ્યા તે તજીને વન ગયા,
દુઃખ પામ્યા પણ ન્યારા ના થયા;

---

૭ તરિ—હોડી. તારો—તારનાર—હોડી હાંકનાર.
૧ પંછી—પક્ષી ( જીવરૂપી ).

એને તજવાનો એક ઉપાય છે,
ગયા ગુરૂ પાસે તેણે તજાય છે. પંછી૦ ૫
એથી અળગો રહ્યાનો ઠામ છે,
તન માંહે ગુરૂનું ગામ છે;
દેહીમાં વસે તે ડાહેરા,
તેને જાણવા જુગથી બાહેરા. પંછી૦ ૬
મૂળ જોતાં તો વસ્તુ એક છે,
તાણોવાણો વસન અનેક છે;
ભિન્નભાવથી તે નીરાંત નિરખીએ,
ગ્રહી નામ હરિનું હરખીએ. પંછી૦ ૭

## પદ ૧૩ મું.

માયા અવિનાશી પદ ઓળખો;
તેથી પર તે પૂરણપદને લખો. ટેક. ૧
દશ દ્વારથકી જે દૂર છે,
ન્યારો માંહે રહ્યો ભરપૂર છે;
કાયા માયાનું કારણરૂપ છે,
તેથી સગુણ તે આપ સ્વરૂપ છે. માયા૦ ૨
દશ ઇંદ્રિમાં વરતે તે આતમા,
તેથી પર રહ્યો પરમાતમા;
તેથી પર રહ્યું તેને પ્રીછવું,
જાણી જોઇને અંતરમાં ઇચ્છવું. માયા૦ ૩

---

૫ અણસમજ્યા—વગર સમજે. ૭ વસન—વસ્ત્ર.

૧ માયા ઇ૦—માયા અને અવિનાશીપદનો વિવેક કરો. જે માયાથી પર છે તે પદ પૂર્ણ છે એમ જાણો.

મન વાણીવડે પરકાશ છે,
દીપક માંહે જ્ઞાનનો ભાસ છે;
સદ્‌ગુરૂ સર્વનું કારણ સાધવું,
તેથી પર તે પરખી આરાધવું. માયા૦ ૪
બાહ્યાભ્યંતર ભિન્નતા ભાળવો,
મન લોહ અગ્નિમાં ઓગાળવો;
એવું કામ કઠણ છે કોઈ કરો,
હાંસીખેલ નથી હૃદયે ધરો. માયા૦ ૫
નામ રૂપ તે નિરખીને હરખીએ,
સદ્‌ગુરૂથી પૂરણ પરખીએ;
રહીએ નીરાંત નામને આશરે,
નિજ નામ લેઈને નિશ્ચે તરે. માયા૦ ૬

## પદ ૧૪ મું.

નારાયણનું નામ નૌત્તમ, ના ભજે નરનારી રે;
ધિક્ ધિક્ જનુની તેની કહીએ, જનમ્યો તે જખમારી રે. ટેક. ૧
આઠ પોહોર આશકની વૃત્તિ, નામ ના રાચ્યો હૈયે રે;
પુત્ર હીણ તેં તો પ્રભુને ભજ્યો નહિ, છો કુળ વાળ્યું છૈયે રે. નારા૦ ૨
હરિને મળવાનો આવ્યો અવસર, ઉંઘે અમથો ખોયો રે;
વાશીદામાં ગયું મૂશળું, જૂઠે જન્મ વગોવ્યો રે. નારા૦ ૩

---

૪ મન ૦—જેમ દીવો અને નેત્ર એ બેથી વસ્તુમાત્રનો પ્રકાશ થાય છે તેમ મન અને વાણીવડે અંદર રહેલો આત્મા બાહાર સમજાય છે.

૫ બાહ્યાભ્યંતર–બાહાર અને માંહે.

૨ પુત્ર ૦—જે પુત્ર પ્રભુને ભજ્યો નહિ તેને હીણ (હીણો) જાણવો. તે છૈયે કુળમાં છોવાળી.

પરમારથની પેર ના પ્રીછે, સ્વારથમાં છે શૂરો રે;
નાક નથી ને નારાયણ ભૂલ્યો, અર્થ રહ્યો છે અધૂરો રે. નારા૦ ૪
એવા જનનો ભાવ ભૂતળમાં, ભારે ભૂમિ ધ્રૂજે રે;
નીરાંત નામ નારાયણ લેતાં, પૃથ્વી પગલાં પૂજે રે. નારા૦ ૫

## પદ ૧૫ મું.

### રાગ વસંત.

પ્રાણજીવન પાતળિયા વાહાલા,
પ્રેમે મંદિરે પધાર્યા રે;
સદ્‌ગુરૂરૂપ સદા સુખદાયક,
અતિ અવગુણ નિવાર્યા રે. ટેક. ૧
મહાનિદ્રામાંથી મુજને જગાડી,
જાગીને મેં જોયું રે;
અરસપરસ એકતાવત કીધી,
ઉરનું અંતર ખોલ્યું રે. પ્રાણજીવન૦ ૨
હું હરિમાં ને હરિ મંદિરમાં,
અનુભવ તો એક કહીએ રે;
રત્ન મણિને રત્નની કાંતિ,
એ જયમ તે ત્યમ લહીએ રે. પ્રાણજીવન૦ ૩
સાસરિયાંનું થયું સંભવતું,
પીએરની પક્ષ છૂટી રે;
અન્યો અન્યે એકતા થઇને વરતે,
આશા અવરની ઊઠી રે; પ્રાણજીવન૦ ૪

---

૨ મહાનિદ્રામાંથી—સંસારના મોહમાંથી. ૩ રત્ન ઈ૦—જેમ રત્ન અને રત્નની કાંતિ જૂદી નથી તેમ હું અને હરિ જૂદા નથી.

અધો ઉર્ધ્વ મધ્યે મોહન મહાલો,
ત્રિકમ તેજ અપાર રે;
નીરાંત નૌત્તમ તેની કાંતિ,
વિશ્વપદ વિસ્તાર રે. પ્રાણજીવન૦ ૫

## કાફી ૧૬ મી.

અનુભવ એવો રે, અંતર જેને ઉદય થયો;
કૃત્ય ટળ્યાં તેનાં રે, તેણે તેનો આત્મા લહ્યો. ટેક ૧
આત્મદર્શી જેને કહીએ, આવરણ નાહીં લગાર,
સર્વાતીત ને સર્વનો સાક્ષી, ખટવીશમો નિરધાર;
તેથી પર પોતે રે, એકાએકી આપ રહ્યો. અનુભવ૦ ૨
એ વાત કોઇ વિરલા જાણે, કોટિકમાં કોઇ એક,
નામ વિનાની વસ્તુ નિરખે, એ અનુભવનો વિવેક;
મુક્તપદ માણે રે, દ્વૈતભાવ તેનો ગયો. અનુભવ૦ ૩
અદ્વૈતપદને ઇચ્છા નહિ, અણઇચ્છાએ થાય,
યથારથ પદ જેને કહીએ, જયમ ઊપને ત્યમ જાય;
પ્રૌઢ પ્રભા વેહેતો રે, સંસાર જાયે વહ્યો. અનુભવ૦ ૪
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા, તુરીયાતીત પદ તેહ,
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહીએ, મહાકારણથી પર જેહ;
પરાપાર પરખો રે, જેને નેતિ નેતિ વેદ કહ્યો. અનુભવ૦ ૫
હંસ હિતારથ જે જન કહીએ, જે જન સત્ય સ્વરૂપ,

---

૫ અધોઊર્ધ્વ—અપાન અને પ્રાણના સંયોગ સ્થાનમાં, અથવા પાતાળ અને સ્વર્ગાદિ લોકમાં.

૨ ખટવીશમો—છવીશમો. પચીસ તત્વો અને છવીશમો આત્મા—કૂટસ્થ.

૩ દ્વૈતભાવ—બ્રહ્મથી જૂદું બીજું કાંઇ કલ્પવું તે.

૫ તુરીયા—ચોથી અવસ્થા. તુરીયાતીત—ચોથી અવસ્થાની પાર.

તે જનની હું જાઊં બલિહારી, જે સદ્ગુરૂનું રૂપ;
નીરાંત નામ નિત્ય રે, નામી નામ ભયો. અનુભવ૦ ૬

## પદ ૧૭ મું.

નામ વિના ગમતું રે; નથી કંઇ નામવિના ગમતું. ટેક.
ચાર ધામ ભૂતળ રમી થાક્યા, મન ના રહ્યું રે રમતું;
પઢ્યો પુરાણ ને ઘણું સાંભળ્યું, દુઃખ ના ગયું રે દમતું. નથી૦ ૧
જપ તપ કરિયા જોગ સમાધિ, તન લગી ત્યમ તું;
આપ કર્ત્તાકી ચીન ના પાવે, અન્ય દેવને નમતું. નથી૦ ૨
ત્રણ ભુવન ને વૈકુંઠ નગરી, જોત લગી જમતું;
નામ પડ્યું તે નિશ્ચે જાશે, આદિઅંત સમ તું. નથી૦ ૩
સર્વે જાણજો માંડ માયાની, દેવ સોહમ્ તું;
નીરાંત નિરખો નામ અનાદિ, મન ઠરશે ભમતું. નથી૦ ૪

## પદ ૧૮ મું.

નૌત્તમ નામ કહે સહુ સાર;
ઉત્પત્ત્ય કોઇ નવ પામે પાર. ટેક૦ ૧

---

૬ હંસહિતારથ—હંસહિતાર્થી—આત્માનું હિત ઇચ્છનાર.

૨ ત્યમ તું—તેમજ તું જપાદિ કરીશ. આપ ઈ૦—પોતેજ કર્ત્તા (હરિ) છે તેની ચીન (ઓળખ) ન પામે.

૩ જમતું—જામતું—પોહોચતું. અર્થાત્ જ્યોતિસ્વરૂપ લગી જાય તો પણ નામ પડ્યું તે તો નાશ પામશે. સમ તું—તું આદિ અને અંતમાં (સર્વદા) સમ (સમાન—એક સરખો) છે; માત્ર નામરૂપ મિથ્યા છે માટે તે જશે—નાશ પામશે.

૪ માંડ—માંડણી—આરંભ. સોહમ્ ઈ૦—"સોહમ્" એવા મહાવાક્યથી જેનો બોધ થાય છે તે દેવ તું છે.

૧ નામ—સત્બ્રહ્મ. ઉત્પત્ય (ઉત્પત્તિ)—તેની ઉત્પત્તિનો પાર કોઇ પામતું નથી.

રામ નામના જાપ જપો છો,
નિયમ ગ્રહીને નિત્યે;
ભાવે કભાવે સહુ કો ભાખે,
દેખા દેખની રીતે. નૌત્તમ૦ ૨
ભણ્યા ગણ્યા તે કહો સમજાવી,
નામ નીપાવ્યું કોણે;
આદિ અંતની ખોજ કરોની,
ભવ પડશો વણ જાણે. નૌત્તમ૦ ૩
આચારી અનુભવિયા ઉત્તમ,
ગતિ વેદમાં કરતા;
વ્યાસ વિવેકી પૂરણ કહિયે,
નામતણો કો ધરતા. નૌત્તમ૦ ૪
નામ ઉપાસી સોઈ અનાદિ,
હરિગુરૂ સંત લખાયા;
નીરાંત કહે નિર્વાણી નામ છે,
આપે આપ બનાયા. નૌત્તમ૦ ૫

## પદ ૧૯ મું.

ઘટમાં જુઓ વિચારી આપ;
બીજો શીદ કરો સંતાપ. ટેક. ૧
અલખ લખો અનહદની વાણી,
બીન રસનાએ બોલે;
આપે તાળું આપે કુંચી,
આપે અંતર ખોલે. ઘટમાં૦ ૨

---

૩ ભવ પડશો—સંસારમાં જન્મ પામશો.
૨ આપે ઇ૦—પોતેજ પોતાની મેળે જગતરૂપી ભ્રમમાં પડી

સવળું છે સમજણમાં સંતો,
સંત મળીને ખોળો;
સેવા પૂજા સાધન કરિયા,
વણ સમજ્યે શું ડોળો. ઘટમાં૦ ૩
ચાર વેદ મુખ ભાષણ ભક્તિ,
પંડિત જુગમાં વાધ્યા;
આત્મારામ અચળ નહિ પરચ્યો,
તે દુર્મતિમાં દાધ્યા. ઘટમાં૦ ૪
ભણ્યું ગણ્યું તે ભીંતે નાખું,
પંડ પડ્યે સહુ કાચું;
નીરાંત કહે તે નિશ્ચળ માનો,
(એક) પ્રભુનામ છે સાચું. ઘટમાં૦ ૫

## પદ ૨૦ મું.

શીદને મરો છો તાણી,
તરીલાં તમો શીદને મરો છો તાણી;
મારૂં ને તારૂં મન મિથ્યા કરો છો,
મિથ્યાજ બોલવી વાણી. ટેક. ૧
આવ્યા ત્યારે તમે શું રે લાવ્યા'તા,
ને લેઈ જવાનું લેજો જાણી;
આગળ ગયા તેનું સ્થળ જુઓની,

---

બંધાયો છે, તેમાંથી નીકળવાનું સાધન પણ પોતેજ છે.—કેમકે પોતે પોતાના સ્વરૂપને ઓળખે અને સંસાર એ મિથ્યા ભ્રમ છે એમ નિશ્ચય કરે તો મુક્ત થાય.

૩ કરિયા—ક્રિયા.

તે શોધી ના જડે રે એંધાણી. તરીલાં૦ ૩
કાયાનો પાયો જુઓ છેક છે કાચો,
તે ઉપર ઇમારત આણી;
દેખત ભૂલી તમો ડાહ્યા બૂડો છો,
સમજ્યા નહિ વૃદ્ધિને હાણી. તારીલાં૦ ૪
સુત વિત્ત દારા તે અંતે રહેશે અળગાં,
ને મિથ્યા થશે મોજ માણી;
હરિના ભજન વિના હાનિ ઘણી થાશે,
ને ભોગવશો ભવની ખાણી. તરીલાં૦ ૫
શાનાં તમો સુખિયાં હું તો દુખિયાં દેખું છું,
ને છેલ્લું જુઓને એ છાણી;
દેખી પેખી રે તમો ડાહ્યા ભુલો છો,
કોણ લેઈને ગયા છે કમાણી. તરીલાં૦ ૬
મનુષ્યા રે દેહીના લા'વારે લેવો,
ને હરિને જુઓ ને હેત આણી;
નીરાંત નીકર જાશો વ'વાયા,
પસ્તાશો પળમાં પ્રાણી. તરીલાં૦ ૭

## પદ ૨૧ મું.

ભક્તવચ્છલ સદા દેવના દેવ છો,
તાહરા નામનો પ્રેમ રાચે;
જીવન તું જગતમાં બીજું જાણું નહિ,
નામ સમોવડ નાથ જાચે. ભક્તવચ્છળ. ૧
પ્રત્યક્ષ પરચો લહ્યો, સંશય સઘળો ગયો,
ભ્રાંત ભાગી ગુરૂ ભેવ પામ્યો;

દુર્મતિ પરહરી, પાસ નિરખ્યા હરિ,
કર્મની વેદના દૂર વામી. ભક્તવચ્છળ. ૨

નિર્ગુણ ભાસતાં, સગુણ ભાસ્યું બધું,
અન્યો અન્ય તમો એક દીસો;
તમો વિના પ્રભુ ઠામ ઠાલો નહીં,
વિજોગ ટળ્યો પળ્યો મન હીસો. ભક્તવચ્છળ૦ ૩

આશના પાશનો પ્રપંચ પેખિયો,
લક્ષ ચોરાશીનું માથે દેણું;
બુદ્ધિ હીણા બાપડા બંધન ભોગવે,
તૃષ્ણા તૂટે નહીં દુઃખ સેહેણું. ભક્તવચ્છળ૦ ૪

મહાદુઃખ ભેથકી સંસાર સેંથકી,
નાશીને સમર્થ શરણે આવો;
આરો ઉગરવાનો અવર દીસે નહીં,
પ્રભુ ઉગારણ બિર્દ કહાવો. ભક્તવચ્છળ૦ ૫

તમો કીરપા કરી માટે સૂઝી ખરી,
બળવંત વળગ્યા છે બાંહ્ય તારી;
નિર્બળ નીરાંતનો હાથ હેતે ગ્રહો,
બાપજી સાંભળી બૂમ મારી. ભક્તવચ્છળ૦ ૬

## પદ ૨૨ મું.

મનુષ્યને તન ધરી ઉત્તમ એટલું,
શ્રીહરિ શ્રીહરિ મુખ કહેવું;
પ્રપંચ પરહરિ સમરવા શ્રીહરિ,
સાધુના સંગમાં શુદ્ધ રહેવું. મનુષ્ય૦ ૧

---

૨ ભેવ-મર્મ. ૫ ખરી-( વાટ ).

સાસ ઉસાસે શ્રીહરિને સંભારવા,
વાચકજાળનો જો અંત આણો;
ક્ષણ ભંગ દેહનો સંભવ જો નવ કરો,
સંશય સરવ તજો તો મોજ માણો. મનુષ્ય૦ ૨
આપમાં આપ તે વિશ્વ વ્યાપિક છે,
એક નિરંતર બ્રહ્મ ભાસે;
તાણો ને વાણો તે સર્વ તંતુ લહ્યા,
દ્વૈતનું પાસું તે દૂર નાસે. મનુષ્ય૦ ૩
આદ્ય ને અંતની મધ્યે હું તું નહિ,
વસ્તુ વાણીમાં ના આવે કહીએ;
દાસ નીરાંત શ્રીદેવ દૃષ્ટિ થઇ,
પૂરણ બ્રહ્મ અપાર લહીએ. મનુષ્ય૦ ૪

## પદ ૨૩ મું.

આપ અવળા ફરે, બીજાને બોધ કરે,
અંધેઅંધા અનુસરે, ક્યા રે જાશે;
જાવું દેખતભૂલી, ડાહ્યા ત્યાં ગયા ડૂલી,
કરમાયા ફૂલ ફૂલી, ભૂલ ભાસે. ૧

---

૨ સાસ ઉસાએ—શ્વાસોચ્છ્વાસા. વાચકજાળ—વાણીરૂપી જાળ. સંભવ—ઉત્પત્તિ. ૩ તાણો ઇ૦—જેમ તાણો અને વાણો તંતુ રૂપે એકજ છે તેમ સકળ વિશ્વ બ્રહ્મ રૂપે એકજ છે—દ્વૈત નથી.

૪ આદ્ય ઇ૦—આદિ કાળમાં હું, તું, રૂપ દ્વૈત નથી અને અંત કાળમાં પણ તે નથી, તો મધ્ય કાળમાં પણ જે હું તું રૂપ સૃષ્ટિ છે તે મિથ્યાજ છે. વસ્તુ—બ્રહ્મરૂપ.

૧ અવળા-ઉલટા. અંધે ઇ૦-આંધળાની પાછળ આંધળો જાય. દેખતભૂલી ઇ૦-આત્મા પોતે છે છતાં તેને બીજે શોધવા જાવું છે.

ભણે ને ભણાવતા, સુણે ને સુણાવતા,
ગુરૂ ને ચેલા થતા, અંધ આશે;
દુઃખ દલણ છે, પરખ પાશાણ છે,
આપ અજાણ છે, કર્મ પાસે. ૨

થડભૂલ ઘરથી થયા, જ્યમના ત્યમ જાતા વહ્યા,
મમતે માર્યા ગયા, માન ધારી;
જૂઠ જૂઠે મળી, સાચ સાચે કળી,
પ્રીત પખે પળી, જીત હારી. ૩

ભણ્યા માટે શું થયું, મૂળ અક્ષરનું નવ લહ્યું,
આપમાં આપતે કયું કોણ કે'શે;
નીરાંત નિરખ્યા વિના, આપ પરખ્યા વિના,
હામ હરખ્યા વિના, દુઃખ સે'શે. ૪

## પદ ૨૪ મું.

### રાગ રામગ્રી.

ભારે થયા ભણી ભણી વિદ્યાઓ ઘણી ઘણી,
નાગશિરોમણિ નાગ જેવા;
મણિ ઉદ્યોત કરે, અંજાયા જીવ ચરે,
એમ ઉદર ભરે નાગ દેવા. ટેક. ૧

---

૩ પ્રીત પખે પળી–સંસારમાં પ્રીતિ બાંધીને. ૪ અક્ષરનું મૂળ–અજપાજાપ, અથવા પ્રણવ ( ? ).

૧ ઉદ્યોત–પ્રકાશ. ચરે–ખાઇ જાય. કથા વાંચી પેટભરનાર વ્યાસજી પ્રતિ આ કટાક્ષ છેઃ નાગ જેમ મણિના પ્રકાશથી બીજા જીવો ને આંજીને પેટ ભરે છે તેમ વિદ્યાવાળા પણ પોતાની વિદ્યાથી બીજાને આંજી નાખીને ઉદર નિર્વાહ કરે છે, એ ભાવ છે.

આપ ના ઓળખ્યું, સારમાં સાર લખ્યું,
વિત્ત રહ્યું વણભખ્યું, અંત આદે;
ભૂલ્યા ભણ્યા ગણ્યા, ક્યાં જશે અણભણ્યા,
તંતુ તાણા વાણા નેક નાદે. ૨

વ્યાસનો વેષ ધરી, સમજણ શી કરી,
આશના પરહરી, ઢોંગ ધારી;
માન મોટા કરે, એટલાં અનુસરે,
મનમાં ફૂલ્યા ફરે, ભૂલ ભારી. ૩

આપ ઓળખાય નહિ, અલખ લખ થાય નહિ,
વાણીએ કહેવાય નહિ, શું રે કહેશો;
પુણ્ય ભાગવતતણું, પંડિતે એમ ભણ્યું,
ભાર વહ્યા ઘણું, ભાર વેહેશો. ૪

આપમાં આપ છે, વિશ્વમાં વ્યાપછે,
અજપા જાપ છે, નામ નીરખો;
નીરાંત નામ છે, આદિનો વિશ્રામ છે,
ઠરવાનો ઠામ છે, પ્રેમ પરખો. ૫

## પદ ૨૫ સું.

ચાલો સખી શ્રીવસંત વધાવા,
નંદતણે ઘેર જઇએ;
નંદ કુંવરની પૂજા કરીશું,
પૂજીને પાવન થઇએ. ૧

વા'લો વસંત સદા રત સુંદર,

---

૨ નેક–નિશ્ચય.

અષ્ટ કમળ દળ સારાં;
મહા શુદ્દ પાંચમને ગુરૂવારે,
પૂજો તો ભાગ્ય તમારાં. ચાલો૦ ૨
વસંત વસ્ત્ર સજ્યાં સહુ સજની,
આનંદ ઉર ન સમાયે;
નખશિખ શોભા વપુ બન્યું વારૂ,
વરણવું ના વરણવાયે. ચાલો૦ ૩
અરસપરસ મળ્યાં અલબેલાને,
ભૂધરને મન ભાવ્યાં;
ધન્ય ધન્ય વિનતા કહે એમ વા'લો,
લખ સામગ્રી લાવ્યાં. ચાલો૦ ૪
અનુભવી સઘળાં અધો ઉર્ધ્વમાં,
તદવત ત્રીકમ તોલે;
નીરાંત સખી સ્વામી સંગે રમતાં,
બીજું ના ભાસે બોલે. ચાલો૦ ૫

## પદ ૨૬ મું.

આ અવસરની જાઉં બલિહારી,
મન વાંછિત ફળ થાયે;
સંત સમાગમ સેવા બંદગી,
ગુણ ગોવિંદના ગવાયે. ટેક. ૧

---

૨ રત–ઋતુ. અષ્ટ કમળ દળ ઇ૦–તે દિવસે સારાં આઠ કમળદળ પૂજો તો તમારાં ભાગ્ય જાણવાં. અષ્ટ કમળ આ પ્રમાણે છે. બે નેત્ર કમળ, બે હસ્ત-કમળ, બે ચરણકમળ, એક મુખકમળ અને એક હૃદયકમળ.

૪ લખ ઇ૦–લાખ્ખો અથવા લક્ષ્યરૂપી.

હારદ જોતાં હરિરૂપ છે,
વિરલા વંદે વારૂ;
ત્રિભોવનમાં તુલના ન આવે,
સત્ય પદારથ સારૂ. આ અવસરની૦ ૨

વેદ આદે લેઈ વાણી વિસ્તરી,
બ્રહ્મા આદે લેઇ ભાખી;
નરનારાયણ નર દેહ નરખો,
આદ અંતનો સાખી. આ અવસરની૦ ૩

ખીર નીરનો ના કરે નીવેડો,
જીવ શિવને જાણે;
અકર્ત્તા ઓળખાય અનાદિ,
મનુષ્ય દેહને ટાણે. આ અવસરની૦ ૪

સંત સમોવડ શું કહી દાખું,
સદ્‌ગુરૂરૂપ સોહાગી;
મનુષ્યા દેહનો મર્મ ન જાણ્યો,
એવા નર અભાગી. આ અવસરની૦ ૫

હરિને ભજતાં હરિ સમોવડ,
ભિન્નભાવ ના જાણું;
નીરાંત નિશાવત્ તન ન્યારો,
મનુષ્યાદેહી તે વાહાણું. આ અવસરની૦ ૬

---

૪ મનુષ્ય ઇ૦—મનુષ્યદેહનું ટાણું આવે ત્યારેજ તે ઓળખાય. ૬ નિશાવત્ ઇ૦–ન્યારો ( બીજા–મનુષ્ય શિવાયનો ) તન ( દેહ ) તે નિશાવત્ ( રાત્રી સરખો ) જાણવો.

## પદ ૨૭ મું.

ગુરૂ મળ્યાથી સર્વે સુલભ, ના રે મળ્યાથી કાચું રે;
કોટિ ઉપાય કરો નર કોઈ, કોડી હીરો શું સાચું રે. ગુરૂ૦ ૧
કોટિ કૃત્ય કરો જન કોઈ, હીરો નામ હરિનું;
ક્યાં હીરો ક્યાં કોડી કહીએ, કોડી કર ત્રણ દીનું. ગુરૂ૦ ૨
ઈંદ્રિય રહિત પદારથ પ્રીછો, તે ઇંદ્રિયને નવ આવે;
સહુમે વરતે સહુથી ન્યારો, સાખી સાખ નવ કહાવે. ગુરૂ૦ ૩
એ સમજણ તે સુખિયા કહીએ, ઓર દુખિયા સહુ દીસે;
પૂરણ રસ પણ પ્રીછી શકે નહિ, પરખ વિના કામ પ્રીછે. ગુરૂ૦ ૪
કોટિ ઉપાય કરો નર કોઇ, મનમતાનાં ભાઈ;
નીરાંતનામ નૌત્તમ ગ્રહિયે, છાંડી સહુ ચતુરાઇ. ગુરૂ૦ ૫

## પદ ૨૮ મું.

ભલી રે વાત મારે મન ભાવી,
વાણી રહિત વિચારો;
અંતરજામી અળગા નહિ,
હું હરદથી હાર્યો. ટેક. ૧
પારબ્રહ્મ તો પ્રગટ પ્રીછે,
રૂપ અનુપમ એનું;
નામ રૂપ ને ગુણથી ન્યારૂં,

---

૨ કોડી ઇ૦–કોડી તો ત્રણ દિવસજ નભે. અર્થાત્ પછી પરખાઇ જાય કે તે હીરો નથી.

૩ ઈંદ્રિય રહિત–ઇંદ્રિયોના જાણ્યામાં ન આવે એવો. સાખી ઇ૦–તેની સાક્ષ કોઇ સાક્ષી પણ આપી શકે નહિ.

૫ મનમતાનાં–મનનો મત.

ભૂત પંચમહા તેનું. ભલી૦
અકર્ત્તાનાં કૃત્ય ઘણેરાં,
કર્ત્તા માયા માને;
નીર ખીર ન્યારો ને ભીતર,
સહુમેં સોહી સમાને. ભલી૦
જેસે બીજ વૃક્ષકે માંહી,
અન્યો અન્ય નિવાસી;
બીજ વિનાના કોઇ બૂજી શકે નહિ,
અમર રહ્યો અવિનાશી. ભલી૦
એ મસલતનો મહિમા મોટો,
શ્રુતિ સ્મૃતિ બે સાખી;
નીરાંત નામ નૌત્તમ નરખો,
પકડ પ્રેમની રાખી. ભલી૦

## પદ ૨૯ સું.

મિથ્યા ના મરશો ભટકી, મન કોઈ મિથ્યા ના મરશો
પૂરા ગુરૂ વિના પારના પાવે, ખોજ ખબર નહિ ઘટકી. ટેક.

---

૨ ભૂત ઇ૦—પંચ મહાભૂત તેનું છે–તે કારણમાંથી ઉપજેલું કાર્ય છે. ૩ અકર્ત્તા ઇ૦—અકર્ત્તા બ્રહ્મનાં ઘણાં કૃત્ય છે, પણ કૃત્યોના કર્ત્તા રૂપે માયાને માને છે. નીર ઇ૦—જેમ નીર અને ખીર (ક્ષીર–દૂધ ) એકઠું મળેલું હોય તે ન્યારૂં છતાં એકરૂપ દેખાય છે તેમ પરમાત્મા પણ વિશ્વથી ન્યારો છતાં તેમાં એક રૂપ દેખાય છે.

૪ અન્યો અન્ય ઇ૦—જેમ બીજમાં વૃક્ષ અને વૃક્ષમાં બીજ તે પ્રમાણે હરિમાં જગત્ અને જગત્માં હરિ છે. ૫ મસલત–વિચાર–મંત્ર.

૧ ખોજ–શોધ.

સાધન કરમ ધરમ બહુ ધોખો, ખોટી કલ્પના ખટકી;
દેખાદેખી દોદશ ધાવે, લાલચમાં રહી લટકી. મન કોઇ૦ ૨
ખલક ખેલની ખટપટ ખોટી, કરમ કટે નહિ કટકી;
જૂઠી વાતે જન્મ ગુમાવ્યો, જાત ન મૂકે વટકી. મન કોઇ૦ ૩
જોગી જતિ ને તપસ્વી સંન્યાસી, હાર ન મૂકે હટકી;
અપની મતસે જ્યાં ત્યાં અટકે, ભજવી ભેખ ઉલટકી. મન૦ ૪
જો કછું ચાહે સો ઘટકી ભીતર, દુરમતિ દો પટકી;
નીરાંત નામ નિરખો ગુરૂદેવ, રહો અંતરમાં અટકી. મન૦ ૫

## પદ ૩૦ મું.

### રાગ કાલેરો.

કુબુદ્ધિ કર્મની કાળપ લાગી,
ડાઘ પડે દેહ દાખી રે;
એ કૃત્યમાં હરદે ના આવે,
નરસ થયો નર પાખી રે. ટેક૦ ૧

---

૩ વટકી ઇ૦—વટકી ગયેલી કર્મજ દેહરૂપી જાતને અથવા વટ (ટેક)ની જાત ન મૂકે.

૪ હાર ઇ૦—તેઓ હારીને હટકી (હઠની વાત) છોડતા નથી. અથવા હઠની હારચને છોડતા નથી. મતસે—મતિથી. ઉલટકી-ઉલટમાં આવ્યો તેવો ભેખ ભજવ્યો. ('ભેખ' શબ્દ નારીજાતિમાં ગણાયો છે).

૫ ઘટકી-દેહની. પટકી દો-ફેંકી દો. નામ-સતનામરૂપી.

૧ કુબુદ્ધિ ઇ૦—કુબુદ્ધિથી બનેલાં કર્મની કાળપ લાગવાથી જે ડાઘ પડ્યો છે તે આ દેહ છે. અર્થાત્ ચૈતન્યમાં જ્યાં પ્રકૃતિનો અવિદ્યાઅંશ સ્ફુરે છે ત્યાં દેહાદિ ઉત્પત્તિ ભાસમાન થાય છે. એ ઇ૦—એ કૃત્ય તમે કર્યું છે તેથી ભગવાન હરદે (હૃદયમાં) આવતા નથી; અને તેથી તું નરદેહ શિવાય બીજા દેહમાં પડીને નરસ થયો છે.

અભાવિક અંતર બ્રહ્મ ના ભાળ્યો,
મળ મંજન નવ કીધું રે;
અમૃતપાન ઢોળી અજ્ઞાને,
પ્રેમે વિખપેય પીધું રે. કુબુદ્ધિ૦ ૨

પ્રપંચ પ્રીત પાણામાં પીલાયો,
દુઃખદરિયો નહિ આરો રે;
સ્મ્રામ ના આવી બહુ ફેરા થયા,
ના શક્યો નીકળી બાહારો રે. કુબુદ્ધિ૦ ૩

દ્વૈતપણામાં રે દષ્ટિ ગમાવા,
અદ્વૈત બ્રહ્મ વિસાર્યો રે;
ભણે રે નીરાંત હરિના ભજન વિના,
ગયો અવસર નર હાર્યો રે. કુબુદ્ધિ૦ ૪

## પદ ૩૧ મું.

### રાગ સોરઠ.

મહાધન લાધ્યું રે, સરજનહાર;
આદિતણો કિરતાર રે. મહાધન૦ ટેક. ૧
વિશ્વ રચી રહ્યો વિશ્વમાં રે,
ન્યારો ને નિરધાર;

---

૨ અભાવિક-ભાવના (પટ-વાસના) રહિત. મળમંજન—પાપરૂપી મલિનપણાનું મંજન. વિખપેય-વિખરૂપી પેય (પાન).

૩ પાણામાં-પથરામાં. અર્થાત્ ઘંટીમાં. સ્મ્રામ-સ્મૃતિ. ફેરા-જન્મમરણના. ૪ દ્વૈતપણામાં-હું, તું, એવી ભેદબુદ્ધિમાં.

૧ મહાધન લા૦—સરજનહારરૂપી મહાધન લાધ્યું.

ભિન્ન કમળ જળમાં રહ્યું રે,
એમ છે પ્રાણઆધાર રે. મહાધન૦ ૨

પ્રભુ પદારથ એક છે રે,
તેનાં પાંચ પચીશ;
નામ રૂપ ગુણ અતીત છે રે,
જગ દર્શે જગદીશ રે. મહાધન૦ ૩

અજવાળે દિનકરતણે રે,
વિશ્વ આરાધે કર્મ,
દિનકરને પરશે નહિ રે,
એમ રહ્યો છે પરબ્રહ્મ રે. મહાધન૦ ૪

ભિન્નભાવ અળગો થયો રે,
એકતા ઉપની લહેર;
નીરાંત પ્રભુ રસેરસ મળે રે,
જ્યમ સિંધુમાં સેર રે. મહાધન૦ ૫

પદ ૩૨ મું.

રાગ કલ્યાણ.

વારંવાર કહ્યું મેં કે'તાં,
કહ્યા કોઈ ના માને;
બહેરા આગળ બહુ બિધ બાજા,
શઠ સુણે નહિ કાને. વારંવાર૦ ૧

પામરને પ્રતીત ના આવે,
વિષયીને વિખ જેવું;
મુમુક્ષુને મૃત્યુ બરાબર,

૩ પાંચ—મહાભૂત. પચીસ–તત્વ. ૪ દિનકર–સૂર્ય. ૫ એકતા–એકપણું

કર્મત્યાગ ફળ લેવું. વારંવાર૦ ૨
અભાવનો ઉપાય ના ચાલે,
બુદ્ધિ નવ બદલાયે;
રોગી ને ભોજન નહિ રૂચ્યે,
ધરાયો તે નવ ખાયે. વારંવાર૦ ૩
ઇસિ બિધિ ગાંઠ પડી બોહો ગાઢી,
છોડી કબુ ના છૂટે;
કારીગરનું કંઇએ ના ચાલે,
મન મોતાવળ ફૂટે. વારંવાર૦ ૪
હરિ ભજનનો ભાવ ના જાણે,
સંતને મંદિર પધારે;
સો જન જાણે જીવત મશાણી,
તે જન જુગમે હારે. વારંવાર૦ ૫
મન કર્મ વચને માને મન મરા,
સંત કહે સો સાચું;
નીરાંત નામ ગુરૂ નહિ ચીના,

---

પ્રતીત—વિશ્વાસ. મુમુક્ષુ—મુકત થવાની ઇચ્છાવાળો. પામર ઇ૦—પામર, વિષયી, મુમુક્ષુ અને મુકત, એ ચાર પ્રકારના જીવમાંથી પામરને બ્રહ્મજ્ઞાનની પ્રતીતિ આવતી નથી, વિષયીને તે ઝેર જેવું લાગેછે અને મુમુક્ષુને કર્મ ત્યાગીને ફળ લેવું એ મૃત્યુ બરાબર લાગે છે.

૩ એ ત્રણેને અભાવાવાળો, રોગી અને ધરાયલો, એ ત્રણની સાથે સરખાવે છે. રોગી ઇ૦–સ્પષ્ટ છે.

૪ ઇસ બિધિ–એ પ્રકારની. બોહો–બહુ. મન ઇ૦–જ્યાં મનરૂપી મોતાવળ–મોતી ફૂટે છે ત્યાં કારીગર પણ તેને સાંધી શકતો નથી.

૫ સો ઇ૦–તે જન જાણે જીવતાં છતાં મશાણી ( મુઆ સરખો ) છે.

૬ નુગરો–ગુરૂ વિનાનો.

નુગરાનું મન કાચું. વારંવાર૦ ૬

## પદ ૩૩ મું.

### રાગ મારૂ.

મનમાન્યે મળશે, એવા હરિ મનમાન્યે મળશે;
વ્યાપિક વિશ્વમાં વાત વળી છે, ટાણે કામ ટળશે. ટેક. ૧
પ્રહ્‌લાદની પ્રતિજ્ઞા પાળી, કાપ્યું કષ્ટ કળસેં;
નૃસિંહ થઇને નાથ પધાર્યા, બળિયો હાણે બળસેં રે. એવા૦ ૨
ગજ ગ્રહ્યો જે જૂડ જોરાવર, વીંટાયો વળસેં રે;
કાપી કડકા તેના કર્યા છે, ગજ તાર્યો જળસેં રે. એવા૦ ૩
દુષ્ટ સભામાં આણી દ્રૌપદી, તાણ્યાં ચીર તળસેં;
ચીર મર્યાદા સભામાં રાખી, દુર્યોધન મેગળસેં રે. એવા૦ ૪
કંસ સભામાં કૃષ્ણ પધાર્યા, ફામ ફૂલ્યા ફળસેં;
કેશ ગ્રહીને કંસ પછાડ્યો, ડર ના ભયા દળસેં રે. એવા૦ ૫
નિરખ્યા નામસનેહી સાચા, પણ પ્રીતે પળશે;
દાસ દાસના દેવ દયાળુ, ખળ જેવા ખળસેં રે. એવા૦ ૬
જ્યાં જેવા ત્યાં તેવા કહીએ, સ્ફાટિકપેં ભળશે;
નીરાંત નામી નથી વેગળા, હરિ નામે હળશે રે. એવા૦ ૭

---

૬ નુગરો—ગુરૂ વિનાનો.

૨ કળસેં-કળાથી. ( સેં પ્રત્યય તૃતીયાના અર્થમાં ઘણી જગાએ છે).

૪ તળસેં-નીચેના છેડાથી (?) મેગળસેં—હાથીથી.

૫ ફામ—કંસ રાજ્ય રૂપ ફળથી ફામ ( સરત ) ભૂલી ગયો હતો. ડર ભ૦—તેના અથવા જરાસંધના દળથી તેને ( કૃષ્ણને ) ડર થયો નહિ.

૬ નામસનેહી-નામની પત પાળવામાં સ્નેહવાળા. પણ પ્રી૦—તેથી પ્રીતિથી પોતાનું ગ્રણ પળશે-પાળશે. ખળસેં-ખળની સાથે.

૭ સ્ફાટિકપેં ભ૦—સ્ફાટિકના વાસણમાં જેવો રંગ મૂક્યો હોય તેવા

## પદ ૩૪ મું.

જોયું રે જાગી મારે મન, જોયું રે જાગી. ટેક. ૧
નિદ્રાવત અજ્ઞાન પળાયું,
ભૂલ ગઇ ભાગી;
સાધન સર્વ સ્વપ્નવત નિરખું,
તન રે થયું ત્યાગી. મારે મન૦ ૨
તોળ્યું તત્વ છે ત્રણ ભુવનમાં,
નામ નિરખ આઘી;
મૂળ જોતાં માયા થઇ અળગી,
લખ રે અલખ લાગી. મારે મન૦ ૩
અરસપરસ થઈ મહામંગળપ્રદ,
ઓળખ્યા અનુરાગી;
નીરાંત નામે સ્નેહ મળ્યો છે,
મોજ મળી માગી. મારે મન૦ ૪

## પદ ૩૫ મું.

કંઈ ના લહ્યું સારૂં, કૃત્ય સેં કંઈ ના લહ્યું સારૂં. ટેક. ૧
પુણ્ય કર્યાથી પાર ન આવે, દ્રવ્યનું ખોટારૂં;
તીરથ વ્રત ને જપ કરી થાકયા, મન ના ઠર્યું સારૂં. કૃત્ય૦ ૨
સેવા પૂજા સાધન કરિયાં, વિધવિધ કર વારૂં;

---

૨ ગનો તે દેખાય છે તેમ હરિ જેવો ભક્ત તેવા થાય છે. નામી-નામવાળા હરિ. હરિ ઈ૦—હરિનામ જપવાથી હળી જશે.

૩ તોળ્યું ઇ૦—ત્રણે લોકમાં તત્વ વસ્તુ શી છે તેની તુલના કરી જોઇ પણ તે સર્વમાં નામની નિરખ ( નિરીક્ષણ ) આઘી ( દૂર ) છે. મૂળ—આદિ કારણ—બ્રહ્મ. લખ—લેહે.

૪ મહામંગળપ્રદ—મોટા મંગળને આપનારા.

ભણ્યું ભણાવ્યું, ગણ્યું સાંભળ્યું, ના ટળ્યું અંધારૂં. કૃત્ય૦ ૩
જોગ જગન ને શ્વાસ સમાધિ, અંતર ઉજીઆરૂં;
પંડ લગી એ પ્રપંચ જાણું, આપ રહ્યું ન્યારૂં. કૃત્ય૦ ૪
સાધ સંગત ને ગુરૂની સેવા, સ્મરણ ઉર ધારૂં;
નીરાંત નામ ચીન્યા વિના મિથ્યા, જુક્તિ સહુ જારૂં. કૃત્ય૦ ૫

## પદ ૩૬ મું.

### રાગ મારૂ.

રામ રામ કરતાં રે જનમ ગયો, રામ રામ કરતાં;
થયાં નીર વિષપેં નરતાં રે, જનમ ગયો. ટેક. ૧
મન મારીને મેદા કરૂં છું, ડગ ડગલે ડરતાં;
કાયા કસીને કરી કાગદવત, અન્ન આહાર ઉતરતાં રે. જન્મ૦ ૨
સેવા પૂજા અતિ આરતિ, ધૂપ દીપ ધરતાં;
લાખો લીટી નાકે નમતાં, પરિક્રમા કરતાં રે. જન્મ૦ ૩
દાન કર્યાં બહુ દયાવૃત્તિએ, શીળ વ્રત વરતાં;
ગદગદ કંઠે ગોવિંદગુણ ગાતાં, નયને નીર ઝરતાં રે. જન્મ૦ ૪
તોએ પ્રભુ સ્વપ્ને નવ નિરખ્યા, ઇચ્છા આતુરતાં;
મહાસંશય હૃદયામાં સાલે, ક્યાં જઈ સમરતાં રે. જન્મ૦ ૫
કૃત્ય કરે કર્ત્તા ના ચીને, મિથ્યા કરગરતાં;
આશા અંતર અન્ય દેવની, ફરી ફરી અવતરતાં રે. જન્મ૦ ૬
બિના ખેવટ કોઈ પાર ના પાવે, બિના નાવ બૂડે તરતાં;
નીરાંત નામ નાવ ચઢ પાવે, સેજે ભવ સરતાં. જન્મ૦ ૭

---

૩ કર વારૂ–વિવિધ પ્રકારના જે સારા કર (કર્તવ્યકર્મ) તે સેવા પૂજા-દિ કર્યાં. ૪ શ્વાસ–પ્રાણાયામ. ઉજીઆરૂં–અજવાળું. આપ–બ્રહ્મતત્વ.
૫ જારૂં–જાણું.

૫ આતુરતાં–આતુર થતાં. ૭ ખેવટ—ખેવટીઓ–વાહાણ ખેડનાર.

## પદ ૩૭ મું.

સાચું સગપણ શામળિયાનું,
બીજું સહુ પરહરિયે રે;
મન મર્યાદા તજી મન મોહન,
હેતે હરિવર વરિયે રે. સાચું૦
જે સુખ સ્વપ્ને નાહિ શંભુને,
તે સુખદાયક દાતા રે;
વાત નથી એ ઘરખૂણાની,
જશ જગમાં વિખ્યાતા રે. સાચું૦
શિલા પલટ ભયી ગૌતમ નારી,
અધમ ઉદ્ધારણ કહાવે રે;
અજામિલ સુત નામે ઓધાર્યો,
શ્રુતિ સ્મૃતિ ગાવે રે. સાચું૦
સંબંધ કરે તેને સંબંધી સાચો,
પોતાનો કરી સ્થાપે રે;
ભણે નીરાંત ભલો સુહેતી,
મનવાંચ્છિત ફળ આપે રે. સાચું૦

## પદ ૩૮ મું.

### રાગ કાલેરો.

નામ સુધારસ સાર સરસમાં,
જેણે પરખી પ્રેમશુ પીધો રે;
ભૂતળપતિપદ તેને ના ભાવે,
લાહાવો નૌત્તમ લીધો રે. નામ૦ ૧

---

૩ ભયી–થઈ. ૪ સુહેતી—સારો હેતસ્વી.
૧ ભૂતળપતિપદ–રાજાનું પદ.

એ રસ મોંઘે મૂલ મળે નહિ,
વૈકુંઠનાથને વાહાલો રે;
અજ ઉમયાપતિ ઈચ્છક એના,
અદ્વૈત પદનો પ્યાલો રે. નામ૦ ૨
પૂરણબ્રહ્મ એ રસને પ્રિછો,
નથી સમોવડ એવો રે;
જગતનું જીવન જેને કહીએ,
મહાવિરલાનો સેવો રે. નામ૦ ૩
કોટિ જગ્ન ને જપ તપ કરિયે,
તોએ તુલ્ય ના આવે રે;
પૃથ્વી પાત્ર ને મુક્તા ભરિયું,
એથી અધિક નવ પાવે રે. નામ૦ ૪
નામ સમોવડ કોઇએ ના આવે,
અમૂલ્ય વસ્તુ એવી રે;
સદ્‌ગુરૂ સ્વામી કૃપા કરે તો,
ત્યાંથી મળિયે તેવી રે. નામ૦ ૫
દુર્લભ દીઠો ને મહારસ મીઠો,
સ્વાદ કહ્યો નવ જાય રે;
નીરાંત નામ સુધારસ પીતાં,
અખિલ ભુવનપતિ થાય રે. નામ૦ ૬

## પદ ૩૯ મું.

વંગ વળગ્યું રે, વા'લો નથી વિસરતા. ટેક. ૧

---

૨ અજ–બ્રહ્મા. ૬ અખિલ–સમગ્ર.

૧ વંગ ઇ૦—વાહાલો વીસરતા નથી, એ જાણે મને કોઇક લફરૂં વળગ્યું છે.

આઠ પહોર દિવસ ને રજની;
અરસપરસ અટકી સુરતા. વં૦ગ૦ ૨
અર્ધ ઘડી અવળું નવ ગોઠે;
એવા હરિ છે મન હરતા. વં૦ગ૦ ૩
લોકલાજ કુળની મરજાદા;
સહુ ભૂલી રે હરિહર વરતાં. વં૦ગ૦ ૪
કામકાજ મુને હાથ ના લાગે;
હું ઘેલી ને એ ઘર કરતા. વં૦ગ૦ ૫
દરશનથી દુઃખ સરવે ગયું છે;
વિશ્વરૂપ લહું ધરતા. વં૦ગ૦ ૬
નીરાંત નામ નિરખ થઈ નિર્ભય;
થકિત થયું છે મન સ્થિરતા. વં૦ગ૦ ૭

## પદ ૪૦ મું.

નમો નમો રે ગુરૂજીને પાય, પ્રથમ પ્રેમે કરી,
જે પેહેલો થઇને પૂજાય, એવા હેતુ હરિ;
જેથી ગુણ ઘણેરો થાય, નિરખ્યા નજર કરી. ટેક. ૧
વળી વળી વંદુ ગુરૂ ગોવિંદને,
મનમાને એમ મહાલે રે;
આઠ પોહોર દિવસ ને રજની,

---

૫ ઘર કરતા—ઘર માંડતા.

૭ થકિત ઈ૦-નામ ( સત્ બ્રહ્મ )નું દર્શન થવાથી મન થકિત ( આશ્ચર્યયુક્ત ) થયું છે અને તેને સ્થિરતા પ્રાપ્ત થઇ છે. અથવા થાકેલા મનને સ્થિરતા મળી છે.

ચિત્ત અળગું નવ ચાલે. એવા હેતુ હરિ.

સુરતી તો સમરણમાં સમરથ,
બળ બુદ્ધિ ના મૂકે રે;
બાળપણામાં સર્વ ઓળંભા, એવા૦
ચેતવણી ના ચૂકે.

ગુરૂ સમોવડ શું કહી દાખું,
દેવ દેવના દર્શે રે;
દાસની ઉપર દયા કરીને, એવા૦
વૃષ્ટિ અમીની વરસે.

મન વાણીથી પર પરમેશ્વર,
નિર્વાણી પદ નિરખો રે;
સર્વાતીત ને સર્વની માંહે છે, એવા૦
સચરાચરમાં સરખો.

સમરણ કરતાં સુખ ઘણેરૂં ને,
દર્શનથી દુઃખ વામે રે;
સેવાનું ફળ શું કહી દાખું, એવા૦
પૂરણપદને પામે.

ગુરૂના મહિમા શું રે વર્ણવિયે,
વર્ણ્યામાં નવ આવે રે;
કહેવામાત્ર જો કૃપા કરે તો, એવા૦
પળમાં પારચ કરાવે.

ગુરૂ ગોવિંદના ગુણ રે વર્ણવતાં,
પ્રેમે પાવન થઈએ રે;

---

૩ ઓળંભા—ચાળ—ફરિયાદ.

નીરાંત નામ ગુરૂને નિરખો,
ગુરૂ સરખા તે કહીએ રે. એવા૦ નમો૦ ૮

## પદ ૪૧ મું.

મન માન્યું રે ગુરૂજીને મળતામાં. ટેક.
પ્રથમ પોત પોતાનું દેખાડ્યું;
અંતર ગયું છે અટકળતામાં. મન માન્યું૦ ૧
અંતરજામીને ઓળખાવ્યા;
આપોપું ને ગળતામાં. મન માન્યું૦ ૨
મરવું ને અવતરવું મટ્યું છે;
ત્રિગુણબુદ્ધિ ટળતામાં. મન માન્યું૦ ૩
ત્રિવિધિતાપ ટળ્યો તે ઘડીએ;
ખળવિદ્યાથી ખળતામાં. મન માન્યું૦ ૪
આનંદ અતિ ઘણો ઉરમાં વાધ્યો;
ભાવ ભજનમાં ભળતામાં. મન માન્યું૦ ૫
અવગુણ સર્વે અળગા થયા છે;
ગુણ ગુરૂના સાંભળતામાં. મન માન્યું૦ ૬
નીરાંત નામ પ્રતાપ ગુરૂના;
અનભે થયો છે પણ પળતામાં. મન માન્યું૦ ૭

## પદ ૪૨ મું.

ધન્ય ધન્ય રે ગુરૂ ઘેર પધાર્યા છે. ટેક.
ગુરૂ ગોવિંદ બે ભિન્ન ના જાણું;

---

૧ પોત-પોતાનું સ્વરૂપ. ૨ આપોપું-અહંકાર. ૩ ત્રિગુણબુદ્ધિ-સાત્વિકી, રાજસી અને તામસી બુદ્ધિ. ૪ ત્રિવિધિતાપ-અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ. ૭ અનભે-નિર્ભય. પણ-હુંપણું.

એક જાણું મન ભાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૧
મન કર્મ વચને માગ્યું મળ્યું છે;
વિવેકપણે રે વધાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૨
ધન્ય ધન્ય ભાગ્ય આ ભોમ્ય ભુવનનાં;
પ્રભુજી પ્રેમે પધરાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૩
સેવા પૂજા શીલ દાખવ્યું;
રંકપણે રીઝાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૪
સુખ સંપત સેવકને દાતા;
જે રે જોઇએ તે લાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૫
અંતરજામી અળગા રહે નહિ;
ઉરમાં વાસ વસાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૬
દાસ નીરાંત દયા કરી ગુરૂએ;
મનના મનોરથ કહાવ્યા છે. ધન્ય ધન્ય રે૦ ૭

પદ ૪૩ સું.

હરિજશ ગાતાં રે, નિંદે તે તો નર નહિ રે,
જાણીએ શ્વાન સમોવડ તેહ;
નિંદક જે નારી રે, જાણો જેવી કૂતરી રે,
ભસવું તો જબલગી કુશળ છે દેહ. હરિજશ૦ ૧
કાગ શું જાણે રે, કપૂરના સ્વાદને રે,
જાણે જે ભુંડી, જણસનો ભોગ;
મૂરખ શું જાણે રે, મહિમા હરિતણો રે,
મુખમાં તો લવ વાણીનો રોગ. હરિજશ૦ ૨

---

૨ માગ્યું ઇ૦—જે ઈચ્છ્યું હતું તે મળ્યું છે. ૩ ભોમ્ય ભુવનનાં–ભૂલોકનાં, અથવા આ ભૂમિનાં અને આ ભુવન ( ઘર )નાં. લવ ઇ૦–લવારો કરવારૂપ વાણીનો રોગ થયો છે.

સૂરજ ને ઉગ્યો રે, ઘૂડને નવ ગમે રે,
અંધારૂં તો ભાવે આઠે પોહોર;
અજ્ઞાનીને એમ રે, ગાવું કાંઇ નવ ગમે રે,
ઉદય ઘણો અવિદ્યાનો ઠોર.          હરિ૦          ૩
શિવને વિરંચી રે, જેના જશ વરણવે રે,
તત્વ ત્રણ ભુવનમાં વિચાર;
નીરાંતના સ્વામી રે, સમય શ્રીહરિ રે,
પળમાં તે ઉતારે ભવપાર.          હરિ૦          ૪

## પદ ૪૪ મું.

સંતોની સંગત રે, મરણે ના મૂકીએ રે,
ચૂકીએ ના ચાર દિવસનો લાહાવ;
માટે મન રાખો રે, સંતોમાં મળ્યું રે,
વિલંબ ના કરશો આવ્યો દાવ.          સંતોની૦          ૧
દીનતા ગ્રહીને રે, સેવા દાખીએ રે,
રાખીએ નિત્ય નિત્ય નવલો સ્નેહ;
સદ્ગુરૂ સાચા રે, સંતોની સાનમાં રે,
આતમ સમજી લેજો તેહ.          સંતોની૦          ૨
મન ઠરી ઠોર રે, તવ તારૂં થશે રે,
ટળશે દુરમતિના ડાઘ;
ખરા ને ખોટાનું રે, થાશે તુને પારખું રે,
ભળશે માંહિ સંતોના ભાગ.          સંતોની૦          ૩
જન્મોજન્મના રે, જાશે તારા મોરચા રે,
ઉજ્વળ ને થાશે તારૂં રૂપ;

કાટ ને કાંઇ રે, ફરી લાગે નહિ રે,
સીકલી સાચા સંત સ્વરૂપ. સંતોની૦ ૪
સંતસ્વરૂપી રે, ભવમાં નાવ છે રે,
વિરલા કોઈ એક બેશીને જાય;
જે જન બેઠા રે, તે જન ભવ તર્યા રે,
નીરાંત બીજા ગોથાં ખાય. સંતોની૦ ૫

## પદ ૪૫ મું.

સામેરી સોહાગી રે, સખી સદ્ગુરૂ મળ્યા રે,
મળતામાં મુજ પર કીધી મેહેર;
વચન પ્રકાશ્યું રે, કહ્યું કરૂણા કરી રે,
કહ્યા પછી મીછવી સર્વે પેર. સામેરી૦ ૧
પ્રેમરસ પાયો રે, તૃષ્ણા ટળી ગઈ રે,
આશા અન્ય દેવની ના થાય;
આપ ઓળખાયું રે, ભૂલ ભાગી ગઇ રે,
સુખ ઉપજાવ્યું સમજાણ માંય. સામેરી૦ ૨
તેણેને સંગે રે, મન મારૂં સ્થિર થયું રે,
આવરણ ઊડી ગયું રે, આકાશ;
નિરાળું નિરખાવ્યું રે, નામ નારાયણનું રે,
પળમાં કીધો છે પોતાનો દાસ. સામેરી૦ ૩
આશિર્વાદ દીધો રે, દીનને દયા કરી રે,
મૂકયો કાંઇ મસ્તક ઉપર હાથ;

---

૪ મોરચા—મુખ્ય સ્થાન. જન્મ લેવારૂપી મોરચો તૂટશે. ઉજ્વળ—પ્રકાશિત—જ્ઞાનયુક્ત. સીકલી—સીકલીગર—કાટ કાઢીને તેજસ્વી કરનાર.

૧ સામેરી—એ નામની રાગિણી.

નલિકા નિરખ્યાનો રે, આપ્યો આનંદનો રે,
દર્શ્યા માંય વિશ્વાવિશ્વનો નાથ. સામેરી૦ ૪
મનવાંછિત રે, ફળ મુને મળ્યું રે,
કરવો કાંઇ નવ રહ્યો રે ઉપાય;
પારસને પાયો રે, પ્રભુજીના નામનો રે,
નીરાંત નામે નિર્ભે થાય. સામેરી૦ ૫

## પદ ૪૬ મું.

પરમધામ પદ નામ રામકો,
સદ્ગુરૂ અલખે લખાવે રે;
નથી સમોવડ કહેવા સરખું,
આપે આપ દરશાવે રે. ટેક. ૧
શેષ શારદ મુનિ નારદ રટત હે,
શિવ સમાધિ સોહાવે રે;
વેદ આદિ લેઈ વરણવ કરતા,
વરણાયામાં નવ આવે રે. પરમ૦ ૨
વર્ણાશ્રમ તો રહે વિમાશી,
નિત્ય કર્મ નિરમાવે રે;
ખટ દર્શન મિલી ખોજ કરત હે,
મૂળ મર્મ ના પાવે રે. પરમ૦ ૩
સો જન જોગી જપે અજપા,
ભિનરસના ગુણ ગાવે રે;

---

૪ નલિકા ૪૦—ગુરૂએ આનંદરૂપી નલિકાયંત્ર (દુર્બીન) આપ્યો તેમાં સકળ વિશ્વનો નાથ દર્શ્યા—દેખાયા. ૫ પાયો—પ્રાપ્ત થયો.

૧ લખાવે—લક્ષ કરાવે—ઓળખાવે. ૨ વેદ આદિ લેઇ–વેદ શાસ્ત્ર પુરાણ વગેરે. ૩ નિરમાવે–નિર્માણ કરે.

ક્ષર અક્ષર નિરખ નામકું,
ઉલટ નિરંતર ધાવે રે. પરમ૦ ૪
સોહી જનકી મેં જાઉં બલિહારી,
સો મેરે મન ભાવે રે;
નીરાંત નામ નિરખ પદ પૂરણ,
સમરણ માંહી સમાવે રે. પરમ૦ ૫

પદ ૪૭ મું.

માયા મોટી મોહની, મોટા—
મુનિજનનાં મન મોહ્યાં રે;
વેધાયાં તે ક્યમ વેરાશે,
તારે મોતી પરોવ્યાં રે. ટેક. ૧
બ્રહ્માનાં મન ભોળવિયાં ભાઇ,
કરણી શુભ કરાવી રે;
પરમારથરૂપે થઈ પોતે,
બ્રહ્માને મન ભાવી રે. માયા મોટી૦ ૨
શિવ સમાધિ નીશદિન વાધી,
તે માયાનું કરવું રે;
અંતરમાં એ રીતે રહી છે,
ધ્યાન હરિનું ધરવું રે. માયા મોટી૦ ૩
વિષ્ણુ ને તે રીતે માયા,
ઇચ્છારૂપે અબળા રે;

---

૪ ક્ષર—નાશવંત વસ્તુ. અક્ષર—કૂટસ્થ-સાક્ષીભૂત આત્મા. સામાન્ય સચ્ચિદાનંદરૂપ એ બન્નેથી પણ પર છે.

૫ નામ ઇ૦—જેનું પદ સંપૂર્ણ છે એવા નામને નિરખ અને તેના સ્મરણમાં તું સમાઈ જા-લીન થા.

અબળાને વશ આપ થયા છે,
સહુ વાતે છે સબળા રે. માયા મોટી૦ ૪
અન્ય દેવને આદિ રહીને,
વિશ્વને વશ કીધું રે;
દેવ દાનવને દશે દિશાઓ,
કોઇ જાવા ના દીધું રે. માયા મોટી૦ ૫
ખટ દર્શન વણ ખોજે બાંધ્યા,
ફેલી રહી ચોફેરી રે;
જ્ઞાની પંડિત સહુ ગૂંચાયું,
ગુરૂ વિના મતિ ઘેરી રે. માયા મોટી૦ ૬
આદિ અંત ને મધ્યે માયા,
ઉત્પત્તિ પ્રલય માયા રે;
રૂપ રંગ તે માયા જાણો,
માયાને જગ જાયા રે. માયા મોટી૦ ૭
માયાના મુખમાં નવ આવે,
આત્મજ્ઞાની અળગા રે;
નીરાંત ન્યારૂં નામ માયાથી,
ન્યારે નામે વળગ્યા રે. માયા મોટી૦ ૮

## પદ ૪૮ મું.

### રાગ પ્રભાત.

નામ સમોવડ નથી જાણજો,
કહેવા સરખું કહિયે રે;
સ્થાવર જંગમ સભર ભરાભર,

---

૭ માયાને—માયાએ.

વિહીવા રે સરખી જાણું વાત વળી છે;
જીવન્મુક્ત થયું થવાય છે. મનના૦ ૩
આપમાં આપ અંતરજામીને ઓળખો;
દેવના દેવને દરશ્યો દરશાય છે. મનના૦ ૪
મન કર્મ વચને માગો તેવું મળ્યું છે;
પૂરણપદને પામ્યું પમાય છે. મનના૦ ૫
હરિને મળશો ને ભવ દુઃખ ટળશે;
જન્મમરણ તો મટ્યું મટાય છે. મનના૦ ૬
મનુષ્ય થયો ને હરિ નામ ન જાણ્યું;
તે પશુની તોલે કહીએ કહેવાય છે. મનના૦ ૭
ફરી ફરી અવસર આવો નહિ આવે;
નીરાંત નામને નિરખો નિરખાય છે. મનના૦ ૮

## પદ ૫૧ મું.

### રાગ ધોળ.

વા'લાની વાત મુને લાગે વા'લેરી;
બીજું તે કાંઈ ના સોહાય, શું વર્ણવું. ટેક. ૧
સુરતસ્નેહી સાહેબો નામનિવેશી;
વાણીએ તે વર્ણવ્યો ન જાય. શું વ૦ વા'લા૦ ૨
જ્યાં જોઉં ત્યાં જીવણ જોવા સરખા;
આત્મદૃષ્ટિએ દેખાય. શું વ૦ વા'લા૦ ૩
અંતરજામી મારા ઉરમાં વશ્યા છે;

---

૩ વિહીવા સરખી—અર્થાત્ આનંદની.

૨ સુરતસ્નેહી—અંતર્વૃત્તિના સ્નેહવાળો. નામ નિવેશી—નામને વિષે રહેલો.

અદ ઘડી અળગા ન થાય. શું૦ વા'લા૦ ૪
ક્ષણુ રે વાર વા'લો નથી રે વીસરતા;
મનની તે કોઇને ના કહેવાય. શું૦ વા'લા૦ ૫
સાધન વિના મારે સુલભ થયું છે;
આનંદ ઉર ન સમાય. શું૦ વા'લા૦ ૬
નામ રૂપ ગુણ એને રે નહિ;
ગુરૂગમથી ઓળખાય. શું૦ વા'લા૦ ૭
મોટા મોટા જેને કાજે મથે છે;
અનેક કરે છે ઉપાય. શું૦ વા'લા૦ ૮
શમ દમ કરતાં સ્વામી સ્વપ્ને ન આવે;
નિર્ગમ નેતિ નેતિ ગાય. શું૦ વા'લા૦ ૯
અગમ અગોચર વા'લો વાણી વદે છે;
લક્ષણ ગુણનાં લહેવાય. શું૦ વા'લા૦ ૧૦
નીરાંત નામનો દેશ છે ન્યારો;
તે પૂરા ગુરૂથી પમાય. શું૦ વા'લા૦ ૧૧

## પદ ૫૨ મું.

### રાગ ભૈરવ.

સાર વિશ્વમાં શી છે વસ્તુ, સત્ય સમજાવો સ્વામી રે;
સેવકના સંશયને ટાળો, નૌતમ છો બહુનામી રે. સાર૦ ૧
સાધન આદિ કરે બહુ કરણી, અનેક પંથ પળાયા રે;
અપાર પાર શકું કયમ પામી, મિથ્યા ટળે મોહ માયા રે. સાર૦ ૨
સંસ્કૃત આદિ ભણે સહુ ભણતર, ભાવ ઘણો ભણવાનો રે;
ઘણું ભણ્યા તે ક્યાંહાં જઇ મળશે, એ સંશય હણવાનો રે. સાર૦ ૩

---

૯ શમ—અંતરિંદ્રિયનો નિગ્રહ. દમ—બાહારની ઇંદ્રિયોનો નિગ્રહ.

બાહેર બંધન બહુ બાંધ્યું છે, શું નાહીં શું કરીએ રે;
વળી વિમાસણ એ છે મનને, નિવૃત્તિ કેમ આદરીએ રે. સાર૦ ૪
સુત વિત્ત દારા કુળ કુટુમ્બ સહુ, નાના વિધનું નાણું રે;
ઇંદ્રિ આદ વૈભવની વસ્તુ, મોહ મિથ્યા ક્યમ જાણું રે. સાર૦ ૫
સર્વનું મૂળ શરીરનું શોધન, શોધન શી પેર કરીએ રે;
આદિ અંત ઓળખ્યામાં આવે, તો ભવસાગર તરીએ રે. સાર૦ ૬
સદ્‌ગુરૂ સ્વામી કહે સેવકને, સાર કહું સમજાવી રે;
નૌતમ નામ વિશ્વમાં વસ્તુ, સેવકને મન ભાવી રે. સાર૦ ૭
નામ વિનાનું સરવે નાટક, આદિઅંત લય પામે રે;
નીરાંત નામ નીરખ નિઃસંશય, જગત પડ્યું સહુ ભામે રે. સાર૦ ૮

## પદ ૫૩ મું.

### રાગ સામેરી.

ભણીને શું ફૂલ્યો રે, મિથ્યા ફૂલ ફળ વિના રે,
ભણે ઘણું વેદશાસ્ત્ર ને પુરાણ;
દુઝાણી ને ધેનુ રે, પય પડદે રહ્યું રે,
ગૌના પાળક પયના અજાણ. ભણીને૦ ૧
આશાને બાંધણીએ રે, પુસ્તક બાંધિયાં રે,
વિશેષ વાંચીને ભરવા પેટ;
પેટ માટે વહેતા રે, પારકાં પોટલાં રે,
નાખી ના દેવાય મોટાની વેઠ. ભણીને૦ ૨
ભણીને ભણાવી રે, સુણીને તેં શું કર્યું રે,
ઓળખી ના જાણ્યું પોતાનું આપ;

૪ નિવૃત્તિ ઇ૦—શીરીતે નિવૃત્તિ પામીએ? ૭ નામ--સત્ બ્રહ્મ—બ્રહ્મનું સત્ સ્વરૂપ.

૧ ફૂલ ફળ—( મોક્ષ રૂપી ). ધેનુ-ગાય.

વંચક ના જોયો રે, વાંચ્યામાં નથી આવતો રે,
આત્મા ના દર્શ્યો વિશ્વમાં વ્યાપ. ભણીને૦ ૩
વિત્ત વરાનું રે, કહે કયમ આવશે રે,
જમ્યા વિના જૂઠી જાણશે વાત;
વાણીના તો વરા રે, નિત્ય કહી શું કરો રે,
વસ્તુ વિના કોય ના તરપત થાત. ભણીને૦ ૪
ગુરૂ થયા ઊંચા રે, ટેકરૂં જળ વિના રે,
નીર તે નીચેખામે ભરાય;
વેદાંતને વાંચી રે, સિદ્ધાંતને સહી કરો રે,
સર્વનું સિદ્ધાંત દેહ કહેવાય. ભણીને૦ ૫
દેહ રહિત દર્શ્યો રે, દેહમાં આતમા રે,
આત્મા પરમાત્મા એક થાય;
સદ્દગુરૂ સ્વામી રે, આપ ઓળખાવશે રે,
નીરાંત નામે નામ ઓળખાય. ભણીને૦ ૬

## પદ ૫૪ મું.

### મંગળ.

પ્રીછો ભાઇ સંત સુજાણ, સ્વરૂપ શ્રીરામનો;
પાઇ પદારથ દેહ, મણિમાંહે નામનો. ૧
નામ તણો રે પ્રવેશ, ચરાચર માંહે જુઓ;
સંતો નામ અનાદિ કહો કંદ, વાધિ વેલ જગ હવો. ૨

---

૩ આત્મા ઇ૦—આત્મા વિશ્વમાં વ્યાપક છે પણ તે દર્શ્યો નહિ—દેખાયો નહિ.

૨ સંતો ઇ૦—નામ રૂપી અનાદિ કંદમાંથી માયા રૂપી વેલ વાધી અને જગત્ ઉત્પન્ન થયું.

વદો વચન વિચારી, સાચો કરી નામનો;
શબ્દમાં સુરતી મેળાવો, મુકામ સુણ ગામનો. ૩
ત્રિવેણી કે ઘાટ, મિલ રહ્યો નાથશુ;
પૂજા કરો પ્રેમ આચાર, અનુપમ ભાવશુ. ૪
અવરતણી હે આશ, સમજકર પરહરો;
આપમાં આપ દેદાર, નામ નિશ્ચે કરો. ૫
સદ્‌ગુરૂ કે પ્રતાપ, પાઇ ગઇ ખલકમાં;
નીરાંત નિરંતર જાઇ, સમાઇ રહો અલખમાં. ૬



પદ ૫૫ મું.

રાગ કાફી.

મહામંત્ર મોટો રે નારાયણ નામતણો;
પખે સરવ પૂરો રે ગમે તો મન લાવે તે ભણો. ટેક. ૧
શીખો તો મંત્ર છે એ નામ નારાયણનો, સદ્‌ગુરૂજીને પાસ,
સદ્‌ગુરૂ શીખવે કૃપા કરીને, ટળશે અવરની આશ;
પીડ પળાશે રે, થાશે તે ગુણ ઘણો. મહા૦ ૨
જુગત કરીને જંત્ર લખાવો, પ્રેમ પત્રી છે સાર,
મન માદળિયા માંહે મઢાવો, રાખો રૂદિયા મોઝાર;
બીજું સરવે જાણો રે, સાધન સો શમણો. મહા૦ ૩
જનમ મરણનું મહાદુઃખ મટેને, કોટિ કર્મની જાળ,

---

૪ ત્રિવેણીનો ઘાટ—ભૃકુટિ સ્થાન. ૫ સમજકર—સમજીને. દેદાર–દર્શન. ૬ પાઇ ગઇ—જાણવામાં આવી.

૧ પખે—પક્ષે. ૩ સો–તે. શમણો—શમણું.

આવાગમનની આંટી રે છૂટે, મટશે આળ પંપાળ;
મંત્રનો મહિમા એવો રે, ઓળખ્યો આપ આપણો. મહા૦ ૪
એ રે મંત્રની એ છે રે આહુતિને, સત્ય મત રાખો સહી,
વિના આધારે આકાશે ચઢવું, ચઢી શકે નહિ કોઈ;
આધારે રહેવું એને રે, સાધી તે જણ કોઇક જાણે. મહા૦ ૫
મનુષ્યો દેહીનો એ રે મંત્ર છે, અવરને નથી અધિકાર,
મનુષ્ય થયોને મંત્ર ના સાધ્યો, ધિક્ક ધિક્ક તેનો અવતાર;
જીવ તપ શું જાણે રે, અલ્પ જેની એકતા ગણો. મહા૦ ૬
મહામંત્ર કયમ વરણવિયે, નિર્વાણી વરણવ્યો ના જાય,
વિષ્ણુ વિરંચી આદિ લેઇને, સહુકો એને ચાહાય;
નીરાંત મંત્ર સાચો રે, મળે ના સદ્ગુરૂ વનો. મહા૦ ૭

## પદ ૫૬ મું.

ધન્ય ધન્ય રે તેહના કુળને વંદું, જે કુળમાં હરિદાસ;
કોટિક તીરથ વ્રત તેની જનની, પવિત્ર છે પુત્ર પ્રકાશ. ટેક. ૧
વેદ પુરાણ ભાગવત ભાખે, ગીતા અગોચર ગાય;
ત્રિભુવનતારણ દાસદાસનો, મહિમા કહ્યો નવ જાય. ધન્ય૦ ૨
શીળવ્રત તપ દાન ભાવ ભજન વિણ, ઉર અંકુર નહિ બીજો;
રામ નામ હૃદયામાં રાજે, તદવત તે નહિ ત્રીજો. ધન્ય૦ ૩

---

૪ આવાગમન—જન્મમરણ. આપ—પોતાનું સ્વરૂપ. ૫ મત—મતિ. એકતા—એકપણું.

૭ નિર્વાણી—વાણીથી ન વર્ણાય એવો વિરંચિ—બ્રહ્મા.

૧ કોટિક ઈ૦—તેની જનનીએ કોટિક તીર્થ, વ્રત, કર્યાં એમ જાણવું.

૨ અગોચર ઈ૦—ગીતા જેને અગોચર ( ઇંદ્રિઓના જાણ્યામાં ન આવે એવો ) કહે છે. ત્રિભુવન ઈ૦—ત્રિભુવનના તારણ હરિના દાસના દાસનો મહિમા કહ્યો જાય એમ નથી.

વદો વચન વિચારી, સાચો કરી નામનો;
શબ્દમાં સુરતી મેળાવો, મુકામ સુણ ગામનો. ૩
ત્રિવેણી કે ઘાટ, મિલ રહ્યો નાથશુ;
પૂજા કરો પ્રેમ આચાર, અનુપમ ભાવશુ. ૪
અવરતણી હે આશ, સમજકર પરહરો;
આપમાં આપ દેદાર, નામ નિશ્ચે કરો. ૫
સદ્ગુરૂ કે પ્રતાપ, પાઇ ગઇ ખલકમાં;
નીરાંત નિરંતર જાઇ, સમાઇ રહો અલખમાં. ૬



## પદ ૫૫ મું.

### રાગ કાફી.

મહામંત્ર મોટો રે નારાયણ નામતણો;
પખે સરવ પૂરો રે ગમે તો મન ભાવે તે ભણો. ટેક. ૧
શીખો તો મંત્ર છે એ નામ નારાયણનો, સદ્ગુરૂજીને પાસ,
સદ્ગુરૂ શીખવે કૃપા કરીને, ટળશે અવરની આશ;
પીડે પળાશે રે, થાશે તે ગુણ ઘણો. મહા૦ ૨
જુગત કરીને જંત્ર લખાવો, પ્રેમ પત્રી છે સાર,
મન માદળિયા માંહે મઢાવો, રાખો રૂદિયા મોઝાર;
બીજું સરવે જાણો રે, સાધન સો શમણો. મહા૦ ૩
જનમ મરણનું મહાદુઃખ મટેને, કોટિ કર્મની જાળ,

---

૪ ત્રિવેણીનો ઘાટ—ભૃકુટિ સ્થાન. ૫ સમજકર—સમજીને. દેદાર—દર્શન. ૬ પાઇ ગઇ—જાણવામાં આવી.

૧ પખે—પક્ષે. ૩ સો-તે. શમણો—શમણું.

આવાગમનની આંટી રે છૂટે, મટશે આળ પંપાળ;
મંત્રનો મહિમા એવો રે, ઓળખ્યો આપ આપણો. મહા૦ ૪
એ રે મંત્રની એ છે રે આહુતિને, સત્ય મત રાખો સહી,
વિના આધારે આકાશે ચઢવું, ચઢી શકે નહિ કોઈ;
આધારે રહેવું એને રે, સાધી તે જણ કોઇક જાણે. મહા૦ ૫
મનુષ્યા દેહીનો એ રે મંત્ર છે, અવરને નથી અધિકાર,
મનુષ્ય થયોને મંત્ર ના સાધ્યો, ધિક્ક ધિક્ક તેનો અવતાર;
જીવ તપ શું જાણે રે, અલ્પ જેની એકતા ગણો. મહા૦ ૬
મહામંત્ર કયમ વરણવિયે, નિર્વાણી વરણવ્યો ના જાય,
વિષ્ણુ વિરંચી આદિ લેઇને, સહુકો એને ચાહાય;
નીરાંત મંત્ર સાચો રે, મળે ના સદ્ગુરૂ વનો. મહા૦ ૭

## પદ ૫૬ સું.

ધન્ય ધન્ય રે તેહના કુળને વંદું, જે કુળમાં હરિદાસ;
કોટિક તીરથ વ્રત તેની જનની, પવિત્ર છે પુત્ર પ્રકાશ. ટેક. ૧
વેદ પુરાણ ભાગવત ભાખે, ગીતા અગોચર ગાય;
ત્રિભુવનતારણ દાસદાસનો, મહિમા કહ્યો નવ જાય. ધન્ય૦ ૨
શીળવ્રત તપ દાન ભાવ ભજન વિણ, ઉર અંકુર નહિ બીજો;
રામ નામ હૃદયામાં રાજે, તદવત તે નહિ ત્રીજો. ધન્ય૦ ૩

---

૪ આવાગમન—જન્મમરણ. આપ—પોતાનું સ્વરૂપ. ૫ મત—મતિ. એકતા—એકપણું.

૭ નિર્વાણી—વાણીથી ન વર્ણાય એવો વિરંચિ—બ્રહ્મા.

૧ કોટિક ઇ૦—તેની જનનીએ કોટિક તીર્થ, વ્રત, કર્યાં એમ જાણવું.

૨ અગોચર ઇ૦—ગીતા જેને અગોચર ( ઇંદ્રિઓના જાણ્યામાં ન આવે એવો ) કહે છે. ત્રિભુવન ઇ૦—ત્રિભુવનના તારણ હરિના દાસના દાસનો મહિમા કહ્યો જાય એમ નથી.

દાસ હરિના હરિ સમોવડ, અરસ પરસ એક જાણું;
નીરાંત નામ ગુરૂ શિર સોહીએ, વારંવાર વખાણું. ધન્ય૦ ૪

## પદ ૫૭ મું.

ધન્ય ગોકુળ ધન્ય ધન્ય વૃંદાવન, આહીર કુળ અજવાળ્યું;
ગૌલોકથી ગોવિંદજી પધાર્યા, સર્વ ઇચ્છાપણ પાળ્યું. ટેક. ૧
પુરૂષોત્તમજી પ્રીતિવંત થઇને, પ્રેમભક્તિને પોખો;
વલ્લભકુળને વિશેષ કરીને, સજ્જન સહુ સંતોખો. ધન્ય૦ ૨
ગોપિજનને ગોપાળ મંડળી, બ્રિજલીલા વિસ્તારી;
કૃષ્ણ નામ કરૂણાનિધિ કહાવે, અબળા અધમ ઉદ્ધારી. ધન્ય૦ ૩
દુષ્ટને દમતા દામોદર, માનનીઓના મેવા,
સદાકાળ સેવકના સાહ્યક, જે જેવા ત્યાં તેવા. ધન્ય૦ ૪
અનંત રૂપે અલબેલોજી, સૂની સેજ ના લહીએ;
નીરાંત નામ કૃષ્ણજી કહેતાં, જીવનમુક્તા થઇએ. ધન્ય૦ ૫

## પદ ૫૮ મું.

બ્રિજકુળમેં વસિયા વિઠલ જી, વલ્લભ કુળ અજવાળ્યું,
ગોપીનાથ ગુણ શા વરણવીએ, ત્રિભુવન નામ તમારૂં. ટેક. ૧
વર્ણાશ્રમથી વિશેષ વંદુ, જોગ જુગતસેં ન્યારૂં;
વલ્લભ કુળમેં ના આવે, સત્યલોકપે સારૂં. બ્રિજ૦ ૨
પુરૂષોત્તમજી પ્રગટ પેખું, અખિલ ભુવનમાં એવા;
બ્રિજના વાસી સત્ય ઉપવાસી, નિજ નામની કરે સેવા. બ્રિજ૦ ૩
મંગળ કારી મહામનોહર, દેવ દેવના દાખું;

---

૧ સર્વ ઇ૦--સર્વની ( દેવ વગેરેની ) ઇચ્છા પ્રમાણે અવતાર ધરીને ધર્મ સંસ્થાપન રૂપી પણ પાળ્યું.

૨ જોગ ઇ૦-તમારૂં નામ જોગની જુક્તિઓથી પણ ન્યારૂં છે. વલ્લભ ઈ૦--એ પદ વલ્લભ કુળમાં પણ આવતું નથી.

અજ આદિ લેઇ ઇચ્છિક સહુ એના, રૂપ હૃદેમાં રાખું. બ્રિજ૦ ૪
અંતરજામી ઉરમાં વશ્યા છે, સદગુરૂ રૂપે સ્વામી;
નીરાંત નામ પૂર્ણ પુરષોત્તમ, બ્રિજ વિનતા પદ પામી. બ્રિજ૦ ૫

## પદ ૫૯ મું.

રામનામ રૂદિયામાં રાખો, આ અવસર છે સારો;
વણસી જાતાં વાર ના લાગે, અવર નથી ઉગારો. ટેક. ૧

સાકુટને શું કહી સમજાવું, ભાવ વિના ના ભાવે;
હરિનામ હારીને બેઠો, વૃથા જનમ ગમાવે. રામ૦ ૨

ભાવ ભક્તિ વિના ભૂત સરીખા, નુગરા તે જન જાણું;
પામરને પરિવાર ઘણેરો, પશુવત તે પરમાણું. રામ૦ ૩

ધન પખે તો ધર્મના પેખું, શરીર પખે નહિ સેવા;
ભુવન પખે નહિ સંત પધાર્યા, ઠામ અશુભના એવા. રામ૦ ૪

તેથી વિશેષ હું કોણ વખાણું, શ્વાન માંસના આહારી;
જાતિહીણ પણ હરિભક્ત છે, રામ નામ અધિકારી. રામ૦ ૫

આ સૃષ્ટિમાં સર્વથી ઊંચા, નિરખ્યા નામસનેહી;
નીરાંત વર્ણાશ્રમથી ન્યારા, હરિભજે જન જેહી. રામ૦ ૬

---

૪ અજ—બ્રહ્મા.

૪ ધન પ૦—જો તેને ધન પખે ( પક્ષે ) જોઉં તો તે ધર્મ કરતો નથી, શરીર પક્ષે જોઉં તો સેવા કરતો નથી અને ભુવન ( ઘર ) પક્ષે જોઉં તો તેમાં સંતને પધરાવતો નથી. અશુભ મનુષ્યના ધન, તન અને ભુવન, ત્રણે ઠામ એવા છે !

૫ તેથી પ૦—તેમનાથી વિશેષ હું કોને વખાણું છું કે જે શ્વાનમાંસના આહારી ( શ્વપચ–ચાંડાળ ) છે, જાતિહીણ છે, પણ હરિભક્ત છે, તો તે રામનામના અધિકારી છે.

## પદ ૬૦ મું.

### રાગ હંસની ચાલ.

જાણો રામ નામનો મહિમા, જુગમાં કહેવા સરખું નથી કાંઈ;
બીજું સાધન અનેક ભાતનું, ઉત્તમ નામ સમોવડ નાહીં. જાણો૦ ૧
અનેક ઉદ્ધર્યા નામ ઓચરતાં, અધમ કરતા હીણાં કર્મ;
તે જન પામ્યા પૂર્ણ ધામને, એક પળમાં કેવળ બ્રહ્મ. જાણો૦ ૨
સુરીનર બ્રહ્મા શિવને શારદ, રટે શેષ નિરંતર નામ;
પાર પામે નહિ વેદ પોકારે, રહ્યા સરવ હારીને હામ. જાણો૦ ૩
સુરની ધેનુ ને ચિંતામણિ, કલ્પતરૂ ને સેવ્યા સંત;
સાર સેવા નિજ નામની, તે તો ફળ આપેજ અનંત. જાણો૦ ૪
સુરતા સમજી સંદેહ મેહેલને, ઝાલને નામનો આશરો એક;
વિવેક વાણી તો શકે નાણી, નામની તારણ ટેક. જાણો૦ ૫
નામ છે સ્વામી ને નામ છે સેવક, નામ અનામી આપ;
નીરાંત રામ તે નામને ચીનો, નામ છતી છે છાપ. જાણો૦ ૬

## પદ ૬૧ મું.

ભાવે ભજને મુખ રામ, એ છે દેહ ધર્યાનો ધર્મ;
બીજી જાળ છે જે જે કરવું, તે તે સહુ કર્મ. ભાવે૦ ટેક. ૧
ફોગટ નીર મથ્યે શું થાએ, તત્વ તેમાં ના આવે હાથ;
અનેક મનની વૃત્તિ મૂકીને, એક ઝાલને દીનોનાથ. ભાવે૦ ૨

---

૨ કેવળ બ્રહ્મ–અદ્વૈત બ્રહ્મ. ૩ શારદ–સરસ્વતી. ૪ સુરની ધેનુ–કામદુધા ગાય. ચિંતામણિ–ચિંતવેલી વસ્તુ આપનાર એક મણિ. સાર ૯૦–કામદુધા વગેરે સર્વ કરતાં નિજ નામની સેવા સાર છે.

૫ સુરતા–અંતર્વૃત્તિ. ૬ નીરાંત ૯૦–નીરાંત ભક્ત કહે છે કે જેને રામ કહે છે તે નામનેજ ચીનો ( જાણો ).

સાંભળ ભાળ કહું ભગવંતની, જેને વર્ણવે ચારે વેદ;
આત્મા વિશ્વમાં વ્યાપક એક છે, એના બહુ થાયછે ભેદ. ભાવે૦ ૩
સંતો સમજી લેજો સાનમાં, ચીનો બોલે આપો આપ;
બીજું સાધન સરવે બાદલુ, જે જે કરીએ તે સંતાપ. ભાવે૦ ૪
સેવે જોગી જંગમ સેવડા, વિપ્ર સંન્યાસી ને દરવેશ;
અંધારે ગજને ધારો જૂજવો, ન્યારો રહ્યો ગુરૂનો દેશ. ભાવે૦ ૫
સર્વે શાસ્ત્ર મથી જોઇને કાઢ્યું, તત્વ તે કેવળ નામ;
નીરાંત રહ્યા નામને આશરે, તેહ થયા છે ઠરી ઠામ. ભાવે૦ ૬

## પદ ૬૨ મું.

### રાગ ગોડી.

દુનિયાં મરડ મૂકી દો મનકો, ફેરફાર નહિ ! ફના હોઇ જાયેગે;
નહિં ભરોંસો તનકો, દુનિયા મરડ મૂકી દો મનકો. ટેક. ૧
કહાંસે આયે ને કાંહાં તુમ જાઓગે, ખોજ કરોને ઉનકો;
દો દિનકી જીંદગાની સારૂ, કહા કરો તુમ છનકો. દુનિયા૦ ૨
સંસારસુખ સ્વપ્નાવત દેખો, કોઇ જગે નહિ કિનકો;
સબ કોઈ દેખત જાના હોયગા, રહેને નહિ હોય એક દિનકો. દુનિયા૦ ૩

---

૪ ચીનો—ઓળખો.

૫ અંધારે ઇ૦—હાથીથી અજાણ્યા માણસોએ અંધારામાં હાથીને સ્પર્શ કરીને તેનું જે જે અંગ હાથમાં આવ્યું તે તે પ્રમાણે હાથીની કલ્પના કરી, તેમ અજ્ઞાન રૂપી અંધકારમાં પડેલા જીવોએ સર્વવ્યાપક બ્રહ્મનું એક એક અંગ જોઇને તેને તેવો કલ્પ્યો છે. પણ ગુરૂનો દેશ—ગુરૂનો જ્ઞાનરૂપી પ્રદેશ અથવા ઉપદેશ તો ન્યારો ( જૂદોજ ) રહ્યો છે ! સુંદરદાસ પણ એના જેવુંજ દૃષ્ટાંત આપે છે કે. “ आंधरेनें हाथी देख झगरो मचायो है. ”

૧ ફેરફાર નહિ !—હું કહું છુ તેમાં ફેરફાર નથી. ફના હોઈ જાયેગે—નાશ થઈ જશે. ૨ કહા—શો. છનકો—છણકો-રીસ. ૩ કિનકો—કોઈનો. જાના હોયગા—જવાનુ થશે.

ફૂલફૂલ્યાસો કલ કરમાયેગા, જાતાં નહિ બેર જોબનકો;
નીરાંત નામ ગુરૂકા ગ્રહી લે, સહુ સુધરે સો જનકો. દુનિયા૦ ૪

## પદ ૬૩ મું.

સુગમ સુગમ શામળિયો વાહાલો, શિર સદ્‌ગુરૂ હોયે તેને;
દુર્મતિ કોઉ દેખત નાહીં, કહી રે બતાવું કેને. ટેક. ૧
અરૂપ છે પણ રૂપ અનોપમ, દરશ્યું હોય તે દેખે;
પાસે છે પણ પીછી શકે નહીં, એવા અગમ છે અલેખે. સુગમ૦ ૨
પ્રભુ પીછ્યાનો સરવને સાંસો, આવાગમનની આંટી;
અવર પીડનો પાર ના પીછું, મૂઢ મતિ છે રાંટી. સુગમ૦ ૩
કોઈ એક જન કર્મ ઉપાસી, કોઇ કર્મના ત્યાગી;
અનેક ઉપાયે અર્થ ના સીજે, હોરી વસંત પણ આઘી. સુગમ૦ ૪
રામનામ હૃદયામાં રાખો, સદ્‌ગુરૂ જેનો સાખી;
નીરાંત નિરખો નામ નિશાની, પાર પરાની દાખી. સુગમ૦ ૫

## પદ ૬૪ મું.

સદાકાળ સેવકને શિક્ષા, સત્ય સંભવતી કહિયે;
દયા દીનતા સેવ સંતની, રામ ભજનમાં રહિયે. ટેક. ૧
મન અંતરાય મૂકીને મળિયો, ભાવ સંગતે રે ભાઈ;
અભાવથી અળગા થઇ રહેવું, મિથ્યા તજ મિત્રાઈ. સદાકાળ૦ ૨
સ્વારથનો તો સંભવ નાહિ, પરમારથની પીતિ;
મન કર્મ વચને માની લેવું, તજવો ચાલ અનીતિ. સદાકાળ૦ ૩

---

૪ બેર—વાર.

૧ સુગમ—અર્થાત્ સુલભ. કોઉ—કોઈ. ૨ અલેખે-લેખા વિનાનો-અપાર. ૩ રાંટી—વાંકી.

૪ સીજે–સિદ્ધ થાય. આઘી ઇ૦—હોરી અને વસંત રાગ ગાઓ પરંતુ તે પણ તેનાથી દૂર છે. ૫ પાર પારની—પરા વાણીની પાર.

ઊંચ નીચ ને નર કો નારી, જનમ મરણ દુઃખ જાશે;
નારાયણનું નામ સમરતાં, તદ્દવત્ એકતા થાશે. સદા૦ ૪
અદ્વૈતપદ એક નામ હરિનું, બીજું તે માયા પસારો;
નીરાંત નિવૃત્તિપદ છે ન્યારૂં, નિર્ગુણ નામ ઉચ્ચારો. સદા૦ ૫

## પદ ૬૫ મું.

### રાગ વસંત.

પ્રથમ ગુરૂને પાયે લાગું, માગ્યું મુજને આપો;
કરૂણાનિધિ કૃપા કરીને, ભવનું બંધન કાપો. ટેક. ૧
જનમ મરણ જમત્રાસને ટાળો, અભય કરો અવિનાશી;
પૂરણ પદ પુરૂષોત્તમ પામું, વામું લખ ચોરાશી. પ્રથમ૦ ૨
આદિ અંત મુજને ઓળખાવો, સંશય શૂળ સમાવો;
મરતી વેળાએ મન ક્યાં જઇ મળશે, સ્થિરતા ઠામ ઠરાવો. પ્રથમ૦ ૩
જીવતાં જઇ પોહોચું તે પદને, સદ્દગુરૂ આશ તમારી;
ભિન્ન સમામાં ભાન ભૂલાશે, મતિ નહિ પોહોચે મારી. પ્રથમ૦ ૪
અંતરજામી નથી રે અજાણ્યા, દાખે દેવ દયાળું;
આદિ અંતને મધ્યે મળવાનું, નીરાંત નામ નિહાળું. પ્રથમ૦ ૫

## પદ ૬૬ મું.

સંતો માયા ભલી મેરે રામકી, મેહેર મોપેં મેરે કામકી. ટેક. ૧
મન માયા વડે હીંડે માહાલતું, મારે ઘડી પલક નથી ચાલતું;
મારે આનંદ ઉરમાં અતિ ઘણો, મહિમા કહ્યો ના જાયે માયાતણો. ૨

---

૫ પસારો—ફેલાવો.

૪ તે પદને—મુક્તિ પદને. ભિન્ન સમામાં—જૂદા (અર્થાત્ મરણના) સમયમાં. ૫ આદિ ઈ૦—અર્થાત્ સર્વકાળ.

૧ મોપેં—મારા ઉપર. કામકી—ઉપયોગની.

માયા ભાવરૂપે ઘણી ભાવતી, અણતેડી મારે ત્યાં આવતી;
માયા મેહેર વસી મન માહેરે, આસપાસને ભીતર બાહેરે. ૩
માયા ગરવી થઈને ગુરૂને મળી, માયા ગુરૂવત થઈને સફળ ફળી;
દીનો તારક મંત્રકરતારની, માયા પૂરણ દુઃખં નિવારણી. ૪
માયાદાસી થઈને દિલ રખે, માયા સાચી સંત સેવા પખે;
માયા સંત અસંતનો અંતરો, માયા એકાએકી પટંતરો. ૫
માયા આદ અંતને મધ્યે મળી, * *
માયા નીરાંત નામે ન્યારી રહી, માયા કરતા અકરતા વાણી કહી. ૬

## પદ ૬૭ મું.

મેં તો પ્યારી પિરાને પિયુકી;
જાતાં જાન હમેરે જીવકી. ટેક. ૧
રહી અરસપરસ એકતા મળી,
સુખ પિયાજીકો મુખ કહી ન શકું કળી;
ધિક ધિક કહિએ એવી નારને,
દિયો પિયાજીકો સુખ બીસારને. મેં તો૦ ૨
કીનો સનગાર ઉપર નાવકી,
રહી અંતર ઓર સભાવકી;
ભઈ દુર્મતિ દાહોદશ ધાવતી,
વ્યભિચારિણી પિયાકુ ના ભાવતી. મેં તો૦ ૩

---

૪ દીનો ઇ૦—કરતારે તારવાનો મંત્ર આપ્યો. ૫ દિલ રખે—મન રાખે—મનને ખુશ કરે. સંત સેવા પખે—સંતની સેવાને પક્ષે—સેવામાં. અંતરો—આંતરો—સંત અને અસંત એ બેને જૂદા પાડી આપનાર માયા છે.

૧ પુરાને—જૂના. અર્થાત્ અનાદિ. પિયુકી—ધણીની—બ્રહ્મની. જાતાં—તેનાથી દૂર જાતાં.

૩ કીનો ઇ૦—ઉપરથી તો તેણે શણગાર કર્યો પણ અંતરમાં તો તે જૂદા સ્વભાવની રહી. દોહોદશ—દશે દિશાએ.

એસી નાર પિયાકી અનેક છે,
તામે કોઇ કોઇને કાંઈ ટેક છે;
પતિવ્રતા સમોવડ કો નહિ,
વૃત્તિ વશી રહી પિયુકે મહીં. મેં તો૦ ૪
પ્રેમવંતીને પિયુકી ચાહના,
વ્રેહેવંતીને વ્રેહેની લા'યના;
આતુરવંતીને આતુરતા ઘણી,
એવી વિજોગવંતિ બોહોઘણી. મેં તો૦ ૫
પિયા કોણ મીલાયા કીજીએ,
વાકે આધીનતા હોઈ રીજીએ;
કીજે તન મન અરપન તાહીકું,
મોહે પિયા મીલાવે વાહીકું. મેં તો૦ ૬
એસી જાની ગુરૂ આયે આપસુ,
જેસે સ્વાતિ છીપ સભાવસુ;
નીરાંત દયા કરી દાસને,
નામ પિયુ મીલાયો પૂરી આશને. મેં તો૦ ૭

---

૪ તામે-તેમાં. ૫ લા'યના-લાય-બળતરા. બોહોઘણી-અતિ ઘણી--અનેક. ૬ પિયા ઇ૦-જેણે પિયા મિલાયા ( મેળવ્યા ) છે એમ જેને કીજીએ (કહીએ)એવો કોણ છે ? જે એવો હોય તેના આધીન થઇને રીજીએ-રહીએ.

૬ તાહીકુ—તેને. મોહે--મને. વાહીકુ--એને. ૭ એસી ઇ૦-એવી ભક્તિ જાણીને ગુરૂ આપસુ ( પોતાની મેળે આપે આવ્યા ). તેનું દૃષ્ટાંત, જેમ સ્વાતિનો વરસાદ સ્વભાવથીજ છીપમાં પડે છે તેમ. અર્થાત્ વરસાદની પેઠે ગુરૂને તો સમવિષમ ભાવ નથી, પણ તેમનો સ્વભાવજ દયાળુ હોય છે।

## પદ ૬૮ મું.

### રાગ કાફી.

ધન્ય વંદુ તેને રે, નારાયણ નામ લહ્યું;
જનમ જીત્યો જાણું રે, સંકટ તેનું સર્વે ગયું. ટેક. ૧
આ અવસરમાં એજ ઓળખવું, ને બીજું તે કાચું કામ,
અનેક પતિત તો આગે ઓધાર્યા, એવું નારાયણનું નામ;
કદાપિ એનું એ છે રે, કહેણીમાં સર્વે એજ કહ્યું. ધન્ય૦ ૨
આલોક મૂકીને પરલોક માને, સપ્તલોકમાં વાસ,
જીવનમુક્ત તો તેને રે જાણો, જેને નથી અવરની આશ;
એ વાત કેને કહીએ રે, ગુરૂનું જેણે ગ્યાન ગ્રહ્યું. ધન્ય૦ ૩
લહ્યું ના લહ્યું તે ક્યમ લેહેવાશે ને, કરણીના દીસે કાંઈ,
પોહોચ્યા જનને એમ પારખવા, અવિદ્યા આદરે નાહિ;
વાણીનો વળ સૂધો રે, વેધકનું વેધે હઇયું. ધન્ય૦ ૪
ગુરૂ દયાનો પાર ના પ્રીછે ને, જ્યમ ત્યમ બોલે લોક,
અંતર્ગત ઓળખ્યામાં ના આવે, ફૂલ ફૂલ્યું રે ફોક;
સમજીને વેણ સહેવું રે, કઠણ ના જાયે સહ્યું. ધન્ય૦ ૫
ભવસાગરમાં ફેર ભટકે તે, પામર ના પામે પાર,
લખ ચોરાશી યોનિ અવતરે, સુખ ના લહે લગાર;
દુઃખ દરિયા જેવું રે, થોડા સારૂં સબળ થયું. ધન્ય૦ ૬
અનેક વિધિના ધરમ આદરે, નિત્ય નાના પ્રકાર,

---

૪ પેહોચ્યા—મુક્ત થયેલા. વાણીનો ઈ૦-વાણીનો વળ સૂધોછે-વાણી સમજવામાં સીધી છે. પણ જે વેધક (અર્થાત્ વીંધાયલો—જીજ્ઞાસુ હશે તેનું હઈયું તે વાણી વેધશે-તેને તેનો મર્મ સમજાશે.

૫ અંતર્ગત—રહસ્ય. ૬ ફેર—ફરી ફરીને.

આવાગમન તો એમ ટળે નહિ, નામ વિના નિરધાર;
નીરાંત નામ ગ્રહીને રે, કર્ત્તાપણું મેલ્ય વહ્યું. ધન્ય૦ ૭

## પદ ૬૯ મું.

બલિહારી ગુરૂ ઉપકારની, અતિ ઉપકાર કરે સેવકને;
શુદ્ધિ પ્રીછાવી પારની, બલિહારી ગુરૂ ઉપકારની. ટેક. ૧
મહામંત્ર રસ પ્રેમે પાયો છે, તૃષ્ણા ટળી ગઇ ત્યારની;
મન રે સંતોષ ભયો સુખભારી, કળા રે બડી કિરતારની. બલિ૦ ૨
અડસઠ તીર્થ આણ્યા આંગળીએ, વણસાડી વાત વિકારની;
જન્મ મરણનાં બંધન કાપ્યાં, આંટી ટળી અવતારની. બલિ૦ ૩
જીવદશા જડ મતિ રે મટાડી, પ્રગટી દશા સત્‌સારની;
પળમાં પતિત પોતાનો કીધો, લાજ મટી હે કુલાચારની. બલિ૦ ૪
સર્વ સુખદાયક દેવ દેવના, ગુરૂ સમા કો દાતારની;
દાસ નીરાંત દયાના નિધિ હે, નિરભે ગતિ નિરાધારની. બલિ૦ ૫

## પદ ૭૦ મું.

### રાગ ગોડી.

રામ રટણ ધુન લાગી, ગગનમેં રામ રટણ ધુન લાગી;
એસા કોઇ હે જો બૈરાગી, ગગનમેં રામ રટણ ધુન લાગી. ટેક. ૧
અણભેઆસન ઉપર બેઠા, ઉલટ રહા રે સમાઇ;
હાવ ભાવ નેત્રસે બેંતે ડાલેગા, બાહેર ન આવે જાઈ. ગગન૦ ૨

---

૭ મેલ્ય વહ્યું—જતું રહેવાદે.

૧ શુદ્ધિ ઈ૦-પારની (મુક્તિધામની) શુદ્ધિ પ્રીછાવીછે. ૨ મહામંત્ર—નારાયણ નામનો. ત્યારની–તે વખતની.

૫ નિરભે ઈ૦—નિરાધાર પુરૂષની નિર્ભય ગતિરૂપ ગુરૂ છે.

૧ ગગનમેં—હૃદયાકાશમાં. ૨ અણભેઆસન—જીવન્મુક્તતારૂપી.

સાધન સબ ઘટ એક સમાસા, આપ બીના નાહી દુજા;
આત્મારામ ઠર્યા નાહી થાકયા, સબ ઘટ સાહેબ સુઝા. ગગનં૦ ૩
નામ નિરંજન ગુરૂહી લખાવે, સાહેબ સકળ પસારા;
ઘટ ઘટ રૂપ રામકા સંતો, બોલત હે સો ન્યારા. ગગન૦ ૪
નાહી કછુ સંશે શબ્દકુ ચીને, ઓર કહે સો અદીઠા,
નીરાંત નામ નિરંતર ચીનો, બિન રસના રસ મીઠા. ગગન૦ ૫

## પદ ૭૧ સું.

આવે રે લોકો હો લલના, હરિ ભગતનકો ભેલો;
ધર્મ કર્મમે સબ હી તૂટે, મનુષ્યા તનમે મેલો. આવે રે૦ ૧
જે સુખ તીન લોકમે નાહી, સો સુખ સંત સોહાવે;
નેતિ નેતિ પદ નિગમ કહત હે, સો સંતનમે પાવે. આવે રે૦ ૨
સારમે સાર કહું સમજાઈ, સમજ ગ્રહો રે ભાઈ;

---

ઉલટ ઇ૦–અંતઃ કરણના તરંગ ઉલટીને પછી સમાઇ ગયા. હાવ ભાવ ઇ૦–સ્ત્રીઓના નેત્રના હાવભાવને તે વેહેતા મૂકશે અને જે જાઇ ( ગયા ) તે ફરી બાહાર ન આવે–અર્થાત્ જે વિકાર સમાઈ ગયા તે ફરી ઉદ્ભવ પામશે નહિ.

૩ સાધન ઇ૦—એક આત્મારૂપી ઘટમાં સર્વે સાધનનો સમાસ થઈ જાય છે. ઠર્યા—સ્થિર થયા. નાહિ થાકયા–તેને કાંઇ થાક લાગ્યો નથી અથવા આત્મારામ સઘળે ઠામે નહોતો શું !

૫ બિન રસના ઇ૦–વગર જીભે મીઠો લાગે એવો તે રસ છે. બ્રહ્મરસ ઈંદ્રિયોને અગોચર છે માટે જીભે ચખાય એવો નથી પરંતુ તે અનુભવગમ્ય હોવાથી તેના અનુભવનારને મીઠો તો લાગેજ છે.

૧ આવેરે ઇ૦–હે લલના ! હરિ ભગતોની ભેળો આવે છે. ભરમ ઇ૦–બીજા બધા લોકો હરિને મળવાને માટે ધર્મ કર્મ કરવામાં તૂટી પડે છે, પણ હરિનો મેળો–મેળાપ તો મનુષ્યાતનમાંજ થાય છે.

જે સુખ શિવ બ્રહ્મા ચાહત હે, સો સંતન સુખ દાઈ. આવે રે૦ ૩
ચારે જુગત ભગતકુ ચાહાચે, ભગત સમોવડ નાહિ;
નીરાંત નામ નમે સદ્ગુરૂકો, સોહાવે ભગત પદ માંહી. આવે રે૦ ૪

## પદ ૭૨ સું.

બડી આશ કીઈ તેરે નામકી, મન મેહેરમકુ લાગી હે;
મન મેહેરમકુ મેહેરમ મલિયા, ભૂલ ભરમકી ભાગી હે. ૧
ઉલટી સુરતા ચઢી ગગનમાં, તદ્વત્ થઇ તન ત્યાગી હે;
સત સામી સત બની સોહાગન, જોબન ભરમાં જાગી હે. ૨
બિન બસ્તી વાં બસતી કીની, ઉન્મની ઘર અનુરાગી હે;
ગૌતમ નારી પિયાકુ પિયારી, પાઈ મોજ બિન માગી હે. ૩
સદા સોહાગન વાકુ કહીએ, નિરખત નામ સોહાગી હે;
નીરાંત નામ અમૂલક પાયા, સોઈ પુરૂષ બડ ભાગી હે. ૪

## પદ ૭૩ સું.

મન ફકીરી હાલ હજુરી, ધ્યાન ધનીશુ લાગા હે;
ફેલ ફકીરી તનકી કહાવે, ગળે ગોદડી ધાગા હે. ટેક. ૧
મરમ ન પાયે સ્વાંગ બનાયે, ખાખ લગાવે નાગા હે;
મનકા મુંડા કોઉના મળિયા, શિરમુંડા સબ માગા હે. મન૦ ૨
સત્ય સુકૃતકી ટોપી બનાઇ, સીલસંતોષકા બાગા હે;

---

૪ ચારે જુગત–ચારેવર્ણ, ચારે આશ્રમ, અથવા ચારે જુગની પ્રજાઓ.

૧ કીઈ–કરી. મેહેરમ–પમેશ્વર (?)૨ ગગનમાં—સમરાધિમાં. તદ્વત્–બ્રહ્મરૂપ. ૩ બિન બ૦–જ્યાં વસ્તી નથી એવા ઉન્મુનિપદમાં બસતી (રહેઠાણ) કર્યું.

૧ હાલ—દશા. જેની ફકીરી મનની છે તેના હાલ હજુરી (હજૂર–પરમાત્માના સેવક જેવા) છે.

૨ સ્વાંગ–વેષ.

સાધન સબ ઘટ એક સમાસા, આપ બીના નાહી દુજા;
આત્મારામ ઠર્યા નાહી થાક્યા, સબ ઘટ સાહેબ સુઝા. ગગન૦ ૩
નામ નિરંજન ગુરૂહી લખાવે, સાહેબ સકળ પસારા;
ઘટ ઘટ રૂપ રામકા સંતો, બોલત હે સો ન્યારા. ગગન૦ ૪
નાહી કછુ સંશે શબ્દકુ ચીને, ઓર કહે સો અદીઠા,
નીરાંત નામ નિરંતર ચીનો, બિન રસના રસ મીઠા. ગગન૦ ૫

## પદ ૭૧ મું.

આવે રે લોકો હો લલના, હરિ ભગતનકો ભેલો;
ધર્મ કર્મમે સબ હી ટૂટે, મનુષ્યા તનમે મેલો. આવે રે૦ ૧
જે સુખ તીન લોકમે નાહી, સો સુખ સંત સોહાવે;
નેતિ નેતિ પદ નિગમ કહત હે, સો સંતનમે પાવે. આવે રે૦ ૨
સારમે સાર કહું સમજાઈ, સમજ ગ્રહો રે ભાઈ;

---

ઉલટ ૦—અંતઃ કરણના તરંગ ઉલટીને પછી સમાઇ ગયા. હાવ ભાવ ૦—સ્ત્રીઓના નેત્રના હાવભાવને તે વેહેતા મૂકશે અને જે જાઇ (ગયા) તે ફરી બાહાર ન આવે—અર્થાત્ જે વિકાર સમાઈ ગયા તે ફરી ઉદ્ભવ પામશે નહિ.

૩ સાધન ૦—એક આત્મારૂપી ઘટમાં સર્વે સાધનનો સમાસ થઈ જાય છે. ઠર્યા—સ્થિર થયા. નાહિ થાક્યા—તેને કાંઇ થાક લાગ્યો નથી અથવા આત્મારામ સઘળે ઠામે નહોતો શું!

૫ બિન રસના ૦—વગર જીભે મીઠો લાગે એવો તે રસ છે. બ્રહ્મરસ ઈંદ્રિયોને અગોચર છે માટે જીભે ચખાય એવો નથી પરંતુ તે અનુભવગમ્ય હોવાથી તેના અનુભવનારને મીઠો તો લાગેજ છે.

૧ આવેરે ૦—હે લલના! હરિ ભગતોની ભેળો આવે છે. ધરમ ૦—બીજા બધા લોકો હરિને મળવાને માટે ધર્મ કર્મ કરવામાં તૂટી પડે છે, પણ હરિનો મેળો—મેળાપ તો મનુષ્યાતનમાંજ થાય છે.

સુખ શિવ બ્રહ્મા ચાહત હે, સો સંતન સુખ દાઈ. આવે રે૦ ૩
ારે જુગત ભગતકુ ચાહાચે, ભગત સમોવડ નાહિ;
ીરાંત નામ નમે સદ્‌ગુરૂકો, સોહાવે ભગત પદ માંહી. આવે રે૦ ૪

## પદ ૭૨ મું.

ડી આશ કીઈ તેરે નામકી, મન મેહેરમકું લાગી હે;
ન મેહેરમકુ મેહેરમ મલિયા, ભૂલ ભરમકી ભાગી હે. ૧
લટી સુરતા ચઢી ગગનમાં, તદવત્ થઇ તન ત્યાગી હે;
ત સામી સત બની સોહાગન, જોબન ભરમાં જાગી હે. ૨
મેન બસ્તી વાં બસતી કીની, ઉન્મની ઘર અનુરાગી હે;
ાતમ નારી પિયાકુ પિયારી, પાઈ મોજ બિન માગી હે. ૩
ાદા સોહાગન વાકું કહીએ, નિરખત નામ સોહાગી હે;
ીરાંત નામ અમૂલક પાયા, સોઈ પુરૂષ બડ ભાગી હે. ૪

## પદ ૭૩ મું.

ાન ફકીરી હાલ હજુરી, ધ્યાન ધનીશુ લાગા હે;
લ ફકીરી તનકી કહાવે, ગળે ગોદડી ધાગા હે. ટેક. ૧
ારમ ન પાચે સ્વાંગ બનાચે, ખાખ લગાવે નાગા હે;
ાનકા મુંડા કોઉના મળિયા, શિરમુંડા સબ માગા હે. મન૦ ૨
ાત્ય સુકૃતકી ટોપી બનાઇ, સીલસંતોષકા બાગા હે;

---

૪ ચારે જુગત–ચારેવર્ણ, ચારે આશ્રમ, અથવા ચારે જુગની પ્રજાઓ.

૧ કીઈ–કરી. મેહેરમ–પમેશ્વર (?) ૨ ગગનમાં—સમરાધિમાં. તદવત્–
પ્રહ્મરૂપ. ૩ બિન ઈ૦–જ્યાં વસ્તી નથી એવા ઉન્મુનિપદમાં બસતી ( રહેઠાણ )
ર્યું.

૧ હાલ—દશા. જેની ફકીરી મનની છે તેના હાલ હજુરી ( હજૂર–
પરમાત્માના સેવક જેવા ) છે.

૨ સ્વાંગ–વેષ.

સેલી શીંગી દયાકી કીની, અભે ખાખ અનુરાગા હે. મન૦ ૩
તુહિ તનકા તિલક બનાયા, સદ્‌ગુરૂ દિયા સોહાગા હે;
જાપ અજપા સબકુછ દીના, જાન પરી જબ જાગા હે. મન૦ ૪
નિશ્ચળ પદકા નેજા ગાડા, હદબેહદસે આઘા હે;
નીરાંત નામ અમરપદ પાયા, જરા મરનભય ભાગા હે. મન૦ ૫

## પદ ૭૪ મું.

સદ્‌ગુરૂકી મહિમા બડી, જ્ઞાની જન ગત પાવે;
જગત પાવન એ પરમાતમા, ગુરૂદેવ કહાવે. ટેક ૧
અન્ય દેવ ઉનથે ભયે, ભયે દસ અવતારા;
બ્રહ્મા આદે વિશ્વના, સ્વામી સરજણહારા. સદ્‌ગુરૂકી૦ ૨
તીન દેવ તાસેં ભયે, અભે સકળ બ્રહ્માંડા;
ઈંડ પિંડ ઉનથે ભયે, ગુરૂ આપ અખંડા. સદ્‌ગુરૂકી૦ ૩
આદ અંત ગુરૂ દેવ હે, ગુરૂ કી સબ માયા;
નીરાંત નિર્મળ નામ હે, ગુરૂદેવ લખાયા. સદ્‌ગુરૂકી૦ ૪

## પદ ૭૫ મું.

### રાગ કાફી.

અનુભવીઆનો ઉપદેશ, સમજે સમજાશે;
આવરણ નાહી આવે લેશ, આત્મા ઓળખાશે. ૧
એ દેહ રહિત દર્શ્યામાં આવે,
જેમ પ્રતિબિંબ પાણીમાં રે;
બિમ્બજ પરખાય પાણીમાં.
જેમ દરશે વાણીમાં રે. સમજે સમજાશે. ૨
એ સર્વની માંહે ને સર્વથી ન્યારો.

સર્વેનો પ્રેરક પોતે રે;
અળગો ને વળગ્યો સહુ સળગ્યો,
દર્શે આપ ઉદ્યોતે રે. સમજે સમજાશે. ૩
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહીએ,
મહાકારણને મેલી રે;
કૈવલ્યપદને કો એક જાણે,
વિશ્વનામની વેલી રે. સમજે સમજાશે. ૪
બોલે તે બોલ્યામાં નહિ,
દર્શી નહિ દરશ્યામાં રે;
ચાલે તે ચાલ્યામાં નહીં,
સ્પરશી નાહીં સ્પર્શ્યામાં રે. સમજે સમજાશે. ૫
તન તેનું, તેને તન નહીં,
એહ અનુભવ ને આશે રે;
નીરાંત નિરખો જીવન્મુક્ત છે,
અંધન સરવે જાશે રે.; સમજે સમજાશે. ૬

## પદ ૭૬ મું.

### રાગ કાફી.

મળે ગુરૂ સાચા રે, સત્ય સોઈ ઓળખાવે;

---

૩ વળગ્યો—યુક્ત—અન્વય રૂપે મળેલો. સળગ્યો-પ્રકાશિત થયો. આપ ઉદ્યોતે—પોતાના પ્રકાશથી. ૪ સ્થૂળ-ભૌતિક દેહ. સૂક્ષ્મ—સૂક્ષ્મ ભૂતનો દેહ. કારણ-ભૂતના કારણ રૂપ અવિદ્યાનો દેહ. મહાકારણ—કારણ દેહથી પર સૂક્ષ્મતર દેહ. કૈવલ્યપદ-મોક્ષપદ.

૫ બોલે ૦—જે બોલે છે તે આત્મા બોલ્યામાં (વર્ણ્યામાં ) આવતો નથી. દર્શી—દૃષ્ટા.

૬ તન ૦—તન(શરીર )નું કારણ તે છે પણ તે પોતે તન ( દેહ ) વગરનો છે.

સત્ય એક કહીએ રે, અસત્ય બીજું ના ભાવે. ટેક૦ ૧
ઉત્પન્ન થાયને પ્રલય પામે, એટલું અસત્ય કહેવાય,
સત્ય સદોદિત જયમનું ત્યમ છે, ના આવે ના જાય;
પદ અવિનાશી રે, અલખ લખમાં આવે. મળે૦ ૨
નામ રૂપને ગુણ નહિ તેને, સત્ય સર્વમાં સાર,
એકાએકી અનેક એના, સર્વે છે વિસ્તાર;
નિત્ય પદ ન્યારૂં રે, સર્વમાં દરશાવે. મળે૦ ૩
અવિનાશી છે સબઘટ વાશી, અણુ મેરૂ સમતુલ્ય,
કીટ પતંગ ને બ્રહ્મા આદે, વસ્તુ એક અમૂલ્ય;
અભેપદ એવું રે, પોતાનું પોત પરખાવે. મળે૦ ૪
ખીર નીર બે મળ્યાં એકઠાં, નોખું કરે તે હંસ,
જીવ શિવની પર જે પદ છે, નવ નિરખે બગવંશ;
હંસની સરભર રે, બગ કહો કેમ આવે. મળે૦ ૫
ભેખ પખે તો જાણું બરાબર, ચારા પખે બગ હંસ,
નામ પખે કોઇ વિરલા જાણું, વિશ્વનામનો વંશ;
સત્ય નામ સાચું રે, નીરાંત નામ નિત્ય કહાવે. મળે૦ ૬

## પદ ૭૭ મું.

### રાગ કાફી.

કોણ લખાવે રે, અલખની એંધાણી;
એક કહેવાયે રે, કહી ના શકે વાણી. ટેક. ૧

---

૧ સોઇ—તે. ૨ સદોદિત—નિત્ય. ૩ એકાએકી—એકલું. સત્ય એકલું છે તથાપિ તે અનેક રૂપે થાય છે અને આ સર્વે જગત્ રૂપ વિસ્તાર તેનો છે.

૫ બગવંશ—બગલાના વંશનો—બગલો. સરભર—બરાબર. ૬ બગ હંસ ઇ૦—બગ અને હંસને જુદા જાણું છું.

નામ નહિ તેને શું કહીએ, રૂપ રેખ નહીં ભાસ,
ગુણ નહિ ને શો ગુણ દાખવીએ, અળગો આપ નિવાસ;
ભાવ ભરોસો રે, આરત અજાણી. કોણ૦ ૨
મન પવન સુરતા નવ ચાલે, ધ્યાને નવ ધરાય,
સાધન શ્વાસઉશ્વાસ ના પોહોચે, જોગ સમાધિ ના સોંવાય;
વેદ આદિ વિદ્યા રે, ભણી મન ભૂલાણી. કોણ૦ ૩
શિવ બ્રહ્માને નારદ આદિ, શિવ અભ્યાસી દેવ,
અંધા કાષ્ઠ અંધારે વદતા, આપે રહ્યો અભેવ;
વિત્ત વિશ્વનું વિષ્ણુ રે, નિત્ય પદ નિરવાણી. કોણ૦ ૪
ખટ દર્શન ખોળ્યે નવ લાધે, વર્ણાશ્રમથી દૂર,
સ્થાવર જંગમ સભર ભરાભર, ક્યમ ભાસે ભર પૂર;
કૂત પડચાં કાચાં રે, બુદ્ધિના બૂઝાણી. કોણ૦ ૫
યથારથ પદ જ્યમનું ત્યમ છે, અકળ કળ્યું નવ જાય,
સદ્‌ગુરૂ સ્વામી કરે કૃપા તો, આપે આપ ઓળખાય;
નીરાંત નામ નિરખો રે, સાક્ષીવત્ જાણી. કોણ૦ ૬

## પદ ૭૮ મું.

### રાગ ગરબો.

કંઈ કવિજન કાવ્ય અનુપમ બાંધે રે, બલિહારી;
નિર્ખ્યા વના નિશાન બાણ શાં સાંધે રે, જાઉં બલિહારી. ૧
નિરખ્યું હોય તે નિશાની નિરખાવે રે; બલિહારી.
નામ નિશાની સહી મળે તો તે મારે મન ભાવે રે. જાઉં બલિહારી. ૨

---

૨ આરત—આડત. મન ઇ૦—મન અને પવન રોકીને સુરતા ચલાવતાં પણ તે ચાલતી નથી. સાધન ઇ૦—શ્વાસોચ્છ્વાસનું સાધન—અજપાજાપ.
૪ અભેવ—જેનો મર્મ જાણ્યામાં નથી આવ્યો એવો.
૧ નિશાન—બ્રહ્મસ્વરૂપનું નિશાન. બાણ શાં સાંધે—શાનું વર્ણન કરે ?

નિરખે તેને ભૂમિનું નિશાન રે; બલિહારી.
જોવા જાતાં જાય પોતાનું ભાન રે. જાઉં બલિહારી. ૩
આપ આપને ઉલટ નિરંતર ધાવે રે; બલિહારી.
અલખ નિશાની ગુરૂ લખ્યામાં લાવે રે. જાઉં બલિહારી. ૪
શિવ વિરંચી શેષ એને આરાધે રે; બલિહારી.
જપિયા તપિયા યોગ સમાધિ સાધે રે. જાઉં બલિહારી. ૫
એ પુરૂષને અનેક નારી ઇચ્છે રે; બલિહારી.
ભાગ્ય હોય તે પ્રેમપદારથ પ્રીછે રે. જાઉં બલિહારી. ૬
માનિનીઓને મન ગમતો છે મેવો રે; બલિહારી.
મનુષ્ય જન્મનો લા'વો નૌતમ લેવો રે. જાઉં બલિહારી. ૭
સદ્‌ગુરૂ સ્વામી સન્મુખ તેને મળશે રે; બલિહારી.
અદ્વૈત પદ તે તેને અટકળ ટળશે રે. જાઉં બલિહારી. ૮
અનુભવિયાંને અવરતણી નહિ ઇચ્છા રે; બલિહારી.
નીરાંત નામી નામ સમોવડ પ્રીછ્યા રે. જાઉં બલિહારી. ૯

## પદ ૭૯ મું.

### રાગ ગરબી.

કહું વા'લો મળ્યાની વધામણી જો,
તમો સાંભળો નર ને નાર જો;

---

૩ ભૂમિ—યોગની ભૂમિકા. જોવા ૯૦—અર્થાત્ નિર્વિકલ્પ સમાધિમાં જ્યારે અહંવૃત્તિનો લય થાય છે ત્યારે તેને ખરો આત્માનંદનો અનુભવ થાય છે. માટે નીરાંત કહે છે કે જે જોવા જાય તેજ ખોવાય, એવી એ સ્થિતિ છે.

૪ આપ ૯૦—પોતે પોતાને શોધવા માટે ઉલટો નિરંતર દોડે છે. લખ્યામાં—લક્ષ્ય કરાવવામાં.

૯ અનુભવિયાં—અનુભવવાળાં સ્ત્રી પુરૂષો.

અવસર દુર્લભ દેહ છે,
પ્રભુ પ્રીછો પરાની પાર જો. વા'લો૦ ૧

જોતાં જન્મમરણ મટી જાય છે જો,
ત્યાં પોહોચ્યે તે તદવત્ થાય જો;
તુરીયાતીતને ઓળખો,
પુણ્ય હોય તો ઇને પમાય જો. વા'લો૦ ૨

બીજો ભીતર જાણવો બોલતો જો,
આપ જુઓ સર્વમાં વ્યાપ જો;
નામ રૂપ ગુણ તીને નહિ,
ત્યાં પોહોચ્યે ના પુણ્ય ને પાપ જો. વા'લો૦ ૩

ફૂળ ફૂલ ને મૂળ સર્વે ડાળિયો જો,
વૃક્ષ પેરે વાહાલાનો દેશ જો;
અનુભવી પંખીનો આશરો જો,
ત્યાં ના થાય પવન પ્રવેશ જો. વા'લો૦ ૪

બ્રહ્મા આદિ સરવની આરાધના જો,
શિવ આદિ સરવનું ધ્યાન જો;
એ પદ પ્રેમે પ્રીછવું,
ગાંધર્વ આદિ સરવનું ગાન જો. વા'લો૦ ૫

અદૃશ્ય દર્શ્યામાં આવશે જો,
ગુરૂ દેવ દર્શાવનહાર જો;
રહ્યા નીરાંત નામને આશરે,
નામ પ્રાણ તણો આધાર જો. વા'લો૦ ૬

---

૧ પરા–એ નામની વાણી. ૫ આરાધના–આરાધના રૂપ. ધ્યાન–ધ્યાન રૂપ. ગાન–ગાન રૂપ.

## પદ ૮૦ મું.

### રાગ ગરબો.

સદ્ગુરૂતણો પ્રતાપ, કાંતે કોઇક જી. ટેક. ૧
કાયા રેંટુડાની જુક્તિ જુઓ ને,
જોવા સરખો કીધો જી;
કામ જુક્તિમાં નથી કાંઇ કાચું,
અમૂલ્ય દામ બિન દીધો રે. કાંતે૦ ૨
પ્રથમ આરા પાંચ પચીશ,
પાંખડી છે વિસ્તારો જી;
આપ કાષ્ઠકો આપે ઘડિયો,
ફરતાં છે બહુ સારો રે. કાંતે૦ ૩
એક ખૂંટે સાંધ્યા સબ જડિયા,
એસા અજબ તમાસા જી;
કળ જડી સેંજે કાંત્યાની,
મણી માળ છે ખાસા રે. કાંતે૦ ૪
દાસે માંધાની કરી દામણી,
ઉલટી માળ ચઢાવી જી;
ત્રિવેણી સંગમ તોરણિયા,
તેમાં ત્રાક ભરાવી રે. કાંતે૦ ૫
તત્વ ત્રાકે તાર નીસરે,

---

૩ પાંચ આરા—પંચ મહાભૂત. પચીશ—પંચીકૃત ભૂત. આપ કા—ભ્રમનું અધિષ્ઠાન સત્ છે માટે સત્માંથી તે ઉપજ્યો છે અને સતરૂપ આત્મા તેને ઘડનારો છે.

૪ ખૂંટો—પ્રાણવાયુ.

૫ ત્રિવેણીસંગમરૂપી તોરણીઆમાં એકાગ્રવૃત્તિરૂપી ત્રાક ભરાવી. માધાની—માધવ (હરિ)ની.

એમ પુણી કાંતું જી;
શબ્દ સુતરીએ સુતર વોહોર્યું,
જીવ જન્મના સોતું રે. કાંતે૦ ૬
ઘરધંધામાં ફરે રેંટિયો,
ત્રાકે તાર ના તૂટે જી;
અલખ માળ સો ઘરમાં કહીએ,
ખરચ કરે નવ ખૂટે રે. કાંતે૦ ૭
પતિવ્રતા સો નારી કહીએ,
અન્ય પુરૂષ નવ હેરે જી;
દાસ નીરાંત પિયુ કે દિલ પ્યારી,
ઘર રહી ચરખા ફેરે રે. કાંતે૦ ૮

## પદ ૮૧ મું.

### રાગ ગરબી.

આવો આવોરે મારે ઘેર, પ્રભુજી પધારોને;
મારે હૈડે મોટી હોંસ, વા'લા પધારોને. ટેક ૧
વાહાલપણું તો જ્યારે લહેવાશે,
તમો આવશો મારે ઘેર રે;
ભાવતણું હું ભોજન સુધારૂં,
જીવણ જમશો ત્યારે. પ્રભુજી૦ ૨
જશ તો જુગમાં ઝાઝો થયોછે,
અમો વાહાલાં તમારાં કહેવાયાં રે;
હવે હરિ હાથ નહિ ઝાલો તો,
(તમો)મિથ્યા વાહાલ દેખાડીને વાહ્યાં રે. પ્રભુજી૦ ૩

---

૮ અન્ય પુરૂષ—બ્રહ્મ વિના બીજો.

વાહાવા તણી હવે વાત ના કરશો,
કપટ હઇડાનું કાઢો રે;
અબળાને આધાર તમારો,
ઘણો ના કરશો દઝાડો રે. પ્રભુજી૦ ૪
મનતણી તમને છે માલમ,
શું મુખે કહી દાખું રે;
ક્ષણવાર મુને નથી વીસરતા,
હ્રદયકમળમાં રાખું. પ્રભુજી૦ ૫
વારંવાર ત્રિકમ શું કહીએ,
એટલી અરજ અમારી રે;
નીરાંતના સ્વામી સુખદાયક,
અમને આશ તમારી. પ્રભુજી૦ ૬

પદ ૮૨ મું.

રાગ ધોળ.

ધન્ય ધન્ય જીવ્યું રે તેનું જાણવું,
જેણે ગોવિંદના ગુણ ગાયા;
સેવા સ્મરણ તેનું સહુ કરે,
પરમેશ્વર પેરે પૂજાયા. ધન્ય ધન્ય૦ ૧
દેહ જવાનો રે જૂઠો જાણીને,
મોહ માયામાં નવ બંધાય;
જીવન્મુક્ત તેહને જાણવા,
આપ આપમાં ઉલટ સમાય. ધન્ય ધન્ય૦ ૨
આવો અવસર ફરી ફરી નહીં મળે,

૪ ઘણો દ૦—અમને ઘણું તપાવશો નહીં.

મુનષ્યાદેહનો મહિમા મોટો;
સુરનર સરખા તેને ચાહાય છે,
સ્વપ્નાવત્ છે સંસાર ખોટો. ધન્ય ધન્ય૦ ૩
જન્મ મરણનું જોખમ જીવને,
લક્ષ ચોરાશી ફેરા ફરવા;
ઉંચ નીચ યોનિ અવતરવું,
મહાદુઃખ જાણીને હરિવર વરવા. ધન્ય ધન્ય૦ ૪
વળી વળી વંદુ રે સદ્ગુરૂ દેવને,
અંતર જામીને ઓળખાવ્યા;
ક્ષણ એક વા'લો મનથી ના વિસરે,
ભાવે ભૂધરજી ઘણું ભાવ્યા. ધન્ય ધન્ય૦ ૫
મનકર્મ વચને માગો તે મળે,
સંત સમાગમ કરતાં કરતાં;
નીરાંત નિરખો હરિના નામને,
નિર્ભય થાશો નામ સમરતાં. ધન્ય ધન્ય૦ ૬

## પદ ૮૩ મું.

### રાગ ધોળ.

મહિમા મોટો હરિના નામનો,
વાણીના વર્ણવ્યામાં ના આવે;
બ્રહ્મા સરખા કોઈ નવ કહી શકે,
નેતિ નેતિ નિગમ ગાવે. મહિમા૦ ૧
સાધન કરવાં કાંઈ નવ સંભવે,
જપ તપ કરણીથી છે ન્યારૂં;
જોગ સમાધિ કોઈ જાણે નહિ,

એવું અગમનું અંધારૂં. મહિમા૦ ૨
કોઈ નવ જાણે એવું જાણવું,
સદ્‍ગુરૂ મળતાં સુલભ થાશે;
બીજું કરવાનું કાંઈ ના મળે,
એવું અંતરમાં ઓળખાશે. મહિમા૦ ૩
અધમઉદ્ધારણ એવું નામ છે,
ભવ તરવાનું એ પણ કહીએ;
બીજો આરો એકું ના મળે,
વીસરશો નહિ હરિવર હઇયે. મહિમા૦ ૪
નર ને નારી સહુ કોઇ સાંભળો,
અવસર આવ્યા દુર્લભ હાવે;
નીરાંત નિરખો હરિના નામને,
હદ થઇ શું કહીએ હાવે. મહિમા૦ ૫

## પદ ૮૪ મું.

## રાગ ધોળ.

અનેક ઉપાયે બીજાથી ના ઓધરે રે,
એક હરિના નામતણો આધાર;
સાધન બીજું શું કરે રે,
જે કરીએ તે વૃથા સ્વપ્ન વેહેવાર. સાધન૦ ૧
મૂરખ મનને કહીએ પણ માને નહિ રે;
પ્રપંચનો કશુ ના આવે પાર. સાધન૦ ૨
લક્ષણવંતો લેવાયો આણ લાભમાં રે;
દુર્મતિમાં ડાહ્યો ડાહાપણદાર. સાધન૦ ૩
ઉપાસનામાં અંજાયો થઇ આંધળો રે;

સદ્વસ્તુનો શોધી ના કાઢ્યો સાર. સાધન૦ ૪
પોથી પુસ્તક પઢ્યો પણ મીંછ્યાં નહિ રે;
કાચા પયનો કરે વલોણાવાર. સાધન૦ ૫
માંખણ ન મળે પણ અમથો મથે રે;
ભૂતળમાં વેહે ગર્ધવ જેમ ભાર. સાધન૦ ૬
તત્વમાંથી તત્વને લે તારવી રે;
ગુરૂ વિનાનાં ગોથાં ખાય ગમાર. સાધન૦ ૭
અંતરજામી અંતરમાં ના ઓળખ્યા રે;
સાચા જૂઠામાં કૂટાયો સંસાર. સાધન૦ ૮
અન્યદેવની ઉપાસનામાં આથડે રે;
ઘર દા'ડાનો ધાંખે ધાંખે ધાય. સાધન૦ ૯
પરવશ થઇને બેઠો પામર પ્રાણીઓ રે;
વાંકૂળપણામાં ભૂલ્યો સત્ય વિચાર. સાધન૦ ૧૦
અસલમાં તો નો'તી ઉપાધિ આટલી રે;
નકલમાં તો ભૂલ્યાં નર ને નાર. સાધન૦ ૧૧
નીરાંત નિરખો નિજ નામનું નાવ છે રે;
તેમાં બેસો તો ગુરૂ ઉતારે પાર. સાધન૦ ૧૨

## પદ ૮૫ મું.

### રાગ ધોળ.

વા'લ હરિનું હરડામાં વિલશ્યું રે,
પોત પોતાનું પરખી જુઓ પાસ;

---

૫ કાચા પ૦–અર્થાત્ જામ્યા વિનાના દૂધને વલોવે છે.
૯ ઘર દહાડાનો–આરંભથીજ. ધાંખે ધાંખે–ફીકરમાંને ફીકરમાં.
૧૦ વાંકૂળપણું–ફગડણપણું. ૧૨ નિજ નામનું–પોતાના સત્ સ્વરૂપનું.

વિશ્વંભર નથી વેગળા રે. ટેક. ૧

બાહાર ભીતર બીજો નથી બોલતો રે;
અન્ય દેવની મિથ્યા મૂકો આશ. વિશ્વંભર૦ ૨

પ્રભુને પ્રીછો તો એવા પ્રીછજો રે;
અંતરમાં ઓળખી લેવું આપ. વિશ્વંભર૦ ૩

જન્મ મરણની જોખમ ટાળો જીવની રે;
વેદના ટાળો તનનો તાપ. વિશ્વંભર૦ ૪

નર ને નારી નિરખો હરિના નામને રે;
લેઇ શકાય તો લ્યો અવસરનો લા'વ. વિશ્વંભર૦ ૫

ક્ષણભંગુર દેહ માનો તો ખરે ખરૂં રે;
દેખીતો છે પરપોટાનો દાવ. વિશ્વંભર૦ ૬

વણશ્યાનો તો નથી વાયદો વેગળો રે;
ટપ લેઇને તૂટી જાય જ્યમ તાર. વિશ્વંભર૦ ૭

શ્વાસ ઉચ્છ્વાસે સમરો હરિ ગુરૂ સંતને રે;
પૂરા ગુરૂથી આવે પંથનો પાર. વિશ્વંભર૦ ૮

સંસારમાં તો નથી સગું ને સાગવું રે;
મારૂં મિથ્યા મનની મેલો આશ. વિશ્વંભર૦ ૯

મન માને તો મનડાને મનાવીએ રે;
રહેણી રહે તો થાય રંગની રેલ. વિશ્વંભર૦ ૧૦

આવો અવસર ફરી ફરી ક્યાંથી આવશે રે;
સમજુને શું કહીએ સો સો વાર. વિશ્વંભર૦ ૧૧

નીરાંત નિરખો નારાયણના નામને રે;
વીસરશો ના વસ્તુનો વિચાર. વિશ્વભર૦ ૧૨

---

૧ હરડામાં—હૃદયમાં. વિલસ્યું—શોભ્યું. પોત—જાત.
૧૨ વસ્તુ—બ્રહ્મવસ્તુ.

## પદ ૮૬ સું.

### રાગ ધોળ.

ધન ઘડી ધન દહાડો મારે આજનો રે,
હેલી મારે હૈયે હરખ ના માય;
વિશ્વંભર મારે મન વશ્યા રે. ટેક. ૧
અલબેલોજી આવ્યા મંદિર મારે રે;
પૂર્ણ કરી છે સદ્‌ગુરૂએ કિરપાય. વિશ્વંભર૦ ૨
વિવાહ સરખો અવસર મારે આવિયો રે;
લક્ષણવંતીને થઇ છે લીલાલેહેર. વિશ્વંભર૦ ૩
નિર્મળ થઇછું નિરખી હરિના નામને રે;
અડસઠ તીર્થ આવ્યાં મારે ઘેર. વિશ્વંભર૦ ૪
અન્ય દેવની ભાગી મનની ભ્રમણા રે;
અંતરમાં ઓળખાવ્યા આતમ રામ. વિશ્વંભર૦ ૫
ગુરૂજીને પ્રતાપે ગોવિંદ ઓળખ્યા રે;
ઉપાસનામાં ના આવે એવું નામ. વિશ્વંભર૦ ૬
આદિ અનાદિ અદ્વૈત સર્વની ઉપર રે;
સચરાચરમાં સૂત્રમણિ જ્યમ તાર. વિશ્વંભર૦ ૭
નીરાંત ભિતર નિરખો નૌતમ નાથને રે;
પુરૂષોત્તમજી પ્રાણ તણા આધાર. વિશ્વંભર૦ ૮

## પદ ૮૭ સું.

### રાગ ગરબી.

અલબેલોજી મારે મંદિર આવ્યા રે, સાહેલી;

---

૭ સૂત્રમણિ ઇ૦--જેમ મણિની માળામાં દોરો સર્વે મણકામાં હોયછે અને દોરાને આધારે સર્વે મણકા રહેલા હોય છે તેમ સચરાચરમાં જે વ્યાપક છે અને સચરાચર જેના આધારથી રહેલું છે.

મહાગુણવંતો મારા મનમાં ભાવ્યા રે. સુણ સાહેલી. ૧
સાન ગુરૂની સત્યારથ છે સૂધી રે, સાહેલી;
મહામંગળપદ પામી આનંદ બુદ્ધિ રે. સુણ સાહેલી. ૨
વિઠલવરને કેઈપેર વખાણું રે, સાહેલી;
આદિ અંતને મધ્ય એને નવ જાણું રે. સુણ સાહેલી. ૩
રૂપ નથી ને દીસે છે રૂપાળા રે, સાહેલી;
ગુણ રહિત ને દીસે છો ગુણવાળા રે. સુણ સાહેલી. ૪
નામ નથી ને બહુનામીને નિરખ્યા રે, સાહેલી;
ઉંચ નીચ નહિ સર્વાંગે છે સરખા રે. સુણ સાહેલી. ૫
ઘટ ભીતર ને બાહેર ન મળે નાથ રે, સાહેલી;
એવા હરિ તે કહો કેમ આવે હાથ રે. સુણ સાહેલી. ૬
નિરાકાર ને સાકાર એ નવ કહાવે રે, સાહેલી;
અકળપદ તે કળ્યામાં કેમ આવે રે. સુણ સાહેલી. ૭
નિર્ગુણ સગુણ એને નવ કહેવાય રે, સાહેલી;
એવા વરને સહુ વરવાને ધાય રે. સુણ સાહેલી. ૮
નોતમ પદનું નીરાંત નામ ન ભૂલે રે, સાહેલી;
ગુરૂપ્રતાપે અતિ આતુરતામાં ફૂલે રે. સુણ સાસેલી. ૯

## પદ ૮૮ મું.

### રાગ ગરબી.

આવો આવો રે મારે ઘેર, મોહન મન ગમતા;
હવે થઈ છે લીલાલેહેર, મનની થઈ શમતા. ટેક૦ ૧
મન શમતામાં સુખ ઘણું છે, દુઃખ દૂર પળાયું રે;
અંતરજામી ઉરમાં વશ્યા છે, તો બીજું મટ્યું છે મારૂં. મોહન૦ ૨

૨ મહા ઇ૦—મહામંગળરૂપ આનંદપદને મારી બુદ્ધિ પામી.

મનનો ધોખો સર્વે શમ્યો છે, ઠરવાનું મળ્યું છે ઠેકાણું રે;
અન્ય દેવની ભાગી ભ્રમણા, પ્રભુજીને પાસે જાણું. મોહન૦ ૩
ધન્ય ધન્ય ભાગ્ય ગુરૂ મળ્યા છે, ભવનું ભટકણ ભાગ્યું રે;
સંભવતું સુખ સરવે થયું છે, ગુરૂજીએ આપ્યું વણ માગ્યું. મોહન૦ ૪
ઉપાય કરવાનો એકે રહ્યો નહિ, ગુરૂના વચનથી વારૂં રે;
અનુભવ રવિ તો ઉદય થયો છે, અંતરનું ગયું અંધારૂં. મોહન૦ ૫
મનવાંછિત ફળ થયું અત્યાનંદ, ગુરૂ પ્રતાપે એવું રે;
નીરાંત નામ ભજો મન ભાવે, સરવેને સંભવે તે સારૂં. મોહન૦ ૬

## પદ ૮૯ મું.

### રાગ ધોળ.

હરિનામ સુધારસ પીજીએ;
પીતાં જનમ મરણ મટી જાય. સુધારસ પીજીએ. ૧
રસ પીધાની પેર પ્રિછીએ;
પેર પ્રીછયા વિના ના પીવાય. સુધા૦ ૨
ગુરૂદેવ સમોવડ કો નહિ;
ગુરૂ દેવશો દેવ કૃપાળ. સુધા૦ ૩
પેર પ્રિછો તો સહુથી સેહેલ છે;
નહિ કરવો પડે કંઇ શ્રમ. સુધા૦ ૪
પીતાં અઘરૂં મધ્યે છે એટલું;
ગુરૂદેવ પાસે છે મર્મ. સુધા૦ ૫
ગુરૂદેવ સુધાના સમુદ્ર છે;
ગુરૂદેવ છે દીનદયાળ. સુધા૦ ૬
ગુરૂદેવ પરમારથ રૂપ છે;

ગુરૂ ગૌ રે પીવાનો ઘાટ. સુધા૦ ૭
સુખ ગાદીનું ચાહાતા રે પુત્રને;
જેમ પિતા બેસાડે છે પાટ. સુધા૦ ૮
એવા પિતા ગુરૂને પ્રીછવા;
કર જોડીને લાગવું પાય. સુધા૦ ૯
રસ રીત પ્રીત કહી પ્રીછવું;
જેનો મહિમા કહ્યો નવ જાય. સુધા૦ ૧૦
સુધા પીતાં અમરપદ પામીએ;
કોટિ કલ્યાણથી અધિકાય. સુધા૦ ૧૧
જન નીરાંત મહિમા નામનો;
નેતિ નિગમ નિરંતર ગાય. સુધા૦ ૧૨

## પદ ૯૦ મું.

### રાગ ધોળ.

ધન્ય સદ્ગુરૂ દેવ દયાળ, દયા કરી દીનને;
સેવક પર સદા સહાય, દયા કરી દીનને. ટેક. ૧
કરી કરૂણા કહ્યું છે કાનમાં,
સત્ય વસ્તુની કીધી છે સાન;
ટાળ્યો તાપ ત્રિવિધ તેને સમે,
વાણીનું વાળ્યું છે વાન. દયા૦ ૨
સંભવતું સહુ સોહોવરાવિયું,
મૂક્યો મુસ્તક ઉપર હાથ;
અંતરની ઉઘાડી આંખડી,
નિરખાવ્યા નૌતમ નાથ. દયા૦ ૩

---

૭ ગૌ—ગાય.

વાણી રહિત પદારથ પીછવ્યું,
જેને નથી રૂપ ગુણ ને નામ;
અદ્વૈત અનાદિ અનુભવ્યું,
આદિ અંત તણો વિશ્રામ. દયા૦ ૪

થયો જીવન્મુક્ત જંજાળથી,
વામ્યો વિધ વિધ કર્મનાં વૃંદ;
શમ્યો સાધન સંશય સહુ વળી,
ઉપજાવ્યો છે ઉરમાં આનંદ. દયા૦ ૫

એવા સદ્ગુરૂ સ્વામીને વંદવું,
કર જોડીને લાગવું પાય;
જન નીરાંત નામ પ્રતાપથી,
ગુરૂ ગોવિંદના જશ ગાય. દયા૦ ૬

## પદ ૯૧ મું.

### રાગ ધોળ.

પોતે પોતાનો કરવો વિચાર;
નીરખ નિજ નામને. ટેક૦ ૧

ભૂલ્યો શીદ ભમેછે તું ભવ વિષે;
નથી નામ સમોવડ સાર. નિરખ૦ ૨

કરે જપ તપ જોગ આરાધના;
કરે કરણીના કોટિ ઉપાય. નિરખ૦ ૩

ત્યમ ત્યમ તપે તન તાહરૂં;
ઝાઝી જુક્તિના મળ રે બંધાય. નિરખ૦ ૪

---

૪ વાણી રહિત પદાર્થ—બ્રહ્મ. ૫ વૃંદ-સમુદાય.
૪ મળ—કચરો.

જે જે કરવું તે જુક્તિ જાણવી;
મુક્તિ જાણવી સર્વે મૂકાય. નિરખ૦ ૫
પડચો હેડમાં તે નીકળી નવ શકે;
હોંસ હેડની કોને ન કહેવાય. નિરખ૦ ૬
ઉંચ નીચ કર્મ હાડ હેડનાં;
ઇચ્છા ઉપની તે ખીલી રૂપ. નિરખ૦ ૭
સંશય સ્વાર્થ પડવું રે જાણવું;
પડચા ભણ્યા રે પંડિત ભૂપ. નિરખ૦ ૮
હેડ ભાગે હેલા માત્રમાં;
સાચા સદ્‌ગુરૂ શરણે જાય. નિરખ૦ ૯
નિરબંધ લખાવે નિજ નામને;
ગુરૂબંધી છોડ કહેવાય. નિરખ૦ ૧૦
નામ નિરખે તે તદ્દવત જાણવા;
તેમાં ભિન્ન નહિ રે લગાર. નિરખ૦ ૧૧
જન નીરાંત એવું રે જાણીને;
રહીએ નામતણે આધાર. નિરખ૦ ૧૨

પદ ૯૨ સું.

રાગ ધોળ.

મન વિંધાયું વાહાલાજીની સાથ;
મને વાહાલો વિસાર્યો ના વિસરે રે. ટેક. ૧
આઠે પોહોર ઓળંભા મારા ઉરમાં;
બીજી વાહાલી ના લાગે વાત. મને૦ ૨

---

૧૦ નિરબંધ–બંધન રહિત. ગુરૂ બંધન રહિત કરીને નિજ નામને ઓળખાવે. ૧૧ તદ્દવત—બ્રહ્મરૂપ.

૨ ઓળંભા—ઉથલપાથલ–સત્યાસત્યની તકરાર( ? )

જેમ રત્ન જડ્યું રે હોય રંકને;
તેમ સ્વપ્ન થયું રે સાક્ષાત. મને૦ ૩
જેને કાજે દમે રે અતિ દેહને;
તે તો આવ્યું છે મારે હાથ. મને૦ ૪
વારેવારે ગુરૂને જાઉં વારણે;
જેણે નિરખાવ્યા નૌતમ નાથ. મને૦ ૫
એની તોલે ના આવે ત્રણ લોકમાં;
જેની વિશ્વ વિચિત્ર છે રે ભાત. મને૦ ૬
મારા મનમાં હતું તે મારે થયું;
સગપણ પૂર્વેનું થયું રે સાક્ષાત. મને૦ ૭
ધન્ય ધન્ય દયા રે ગુરૂદેવની;
નામે નીરાંત નિરખો અજાત. મને૦ ૮

## પદ ૯૩ મું.

### રાગ ધોળ.

રડ લાગી છે રસિયાના રૂપની;
બીજું કરવું તે કાંઇ ના સો'વાય. રડ૦ ૧
રૂપવંતો વશ્યો છે મારા રૂદયામાં;
વાહાલવંતો તે વર્ણવ્યો ના જાય. રડ૦ ૨
બ્રહ્મા વેદ ભણે રે ભલી ભાતના;
દેવ ગાંધર્વ ગુણીજન ગાય. રડ૦ ૩
વિષ્ણુ વાહાલપણે તે ના વિસરે;
શિવ સરખા તે ધ્યાનમાં ધાય. રડ૦ ૪

---

૮ અજાત–જન્મ રહિત.

૧ સો'વાય–ગમે.

મોટા મુનિતણાં રે મન મોહી રહ્યાં;
નર નારી તે નિશદિન ચા'ય. ૨૬૦ ૫
નામ રૂપને ગુણથી ન્યારૂં રહ્યું;
એવું આપોપું ના ઓળખાય. ૨૬૦ ૬
સદ્‌ગુરૂજી મળેતો સત્ય સંભવે;
બીજા કરવા તે મિથ્યા ઉપાય. ૨૬૦ ૭
અનુભવિયા અહોનિશ આદરે;
નામ નિરખે તે તદ્‌વત થાય. ૨૬૦ ૮
પ્રેમવંતી પદારથ પામશે;
જેને સદ્‌ગુરૂજીની છે સહાય. ૨૬૦ ૯
જન નીરાંત નિરખો રે નામને;
પુણ્ય હોય તો એને પસાય. ૨૬૦ ૧૦

## પદ ૯૪ મું.

એવા વર રે વિશ્વંભર મેં વર્યા;
જેના અનુભવી જન અધિકારી. ટેક. ૧
જોગી જોગ કરે બહુ જાગીને;
બ્રહ્મરૂપ ભલા ભેખ ધારી. એવા૦ ૨
તેને સ્વપ્નામાં દર્શન દોહલાં;
ભલા ભલા ભણે બ્રહ્મચારી. એવા૦ ૩
જપિયા તપિયાની તોલે આવે નહિં;
એવા ઊંચા કુળની આચારી. એવા૦ ૪
વરણાશ્રમ નિયમ નિત્ય પાળતા;
ખટ દર્શનની બલીહારી. એવા૦ ૫
શ્વાસોચ્છ્વાસે "સોહં" સાધતા;
ભૂલ્યા આપોપું મેલ્યું વીસારી. એવા૦ ૬

સર્વાતીત પદારથ પ્રીછવું;
વાણીરહિત તે લેવું વિચારી. એવા૦ ૭
જન નીરાંત મહિમા રે નામનો;
ગાય વેદપુરાણ પોકારી. એવા૦ ૮

### પદ ૯૫ મું.

### રાગ ગરબી.

"મોસાળ પધારો રે." એ રાગ.

સખી મને વાહાલો રે સુંદરશ્યામળો રે,
શી કહું વાહાલપણાની વાત;
વિવેક સ્વરૂપી રે વિસરતા નથી રે,
ઘડી ઘડી પળ પળ દિન ને રાત. સખી૦ ૧
સાસ ને ઉસાસ રે સખી મુને સાંભરે રે,
ભૂધર ઉપર ઘણો છે ભાવ;
ગોવિંદ ને વિના રે કંઈ ગમતું નથી રે,
લેઉં એના લલિતપણાનો લા'વ. સખી૦ ૨
મનડું રહ્યું છે રે એને મોહીને રે,
ચંચળ ચિતડું ચાલે નાય;
આંખ ને ઠરી છે રે એની ઉપરે રે,
હેત હરિ હૃદય કમળની માંય. સખી૦ ૩
પ્રભુજી પધારો રે મંદિર માહરે રે,
વાહાલો તે વસી રે રહ્યા છે વાસ;
નીરાંતના સ્વામી રે સમર્થ શ્રીહરિ રે,
વાહાલા મારે પૂરી મનની આશ. સખી૦ ૪

---

૨ સાસ ને ઉસાસ—શ્વાસોચ્છ્વાસ. લલિતપણું—સુંદરતા. ધ્યાનાવસ્થામાં હૃદયંગત હરિને જોવાથી થયેલા આનંદનું વર્ણન આ પદમાં છે.

## પદ ૯૬ સું.

### રાગ ધોળ.

મન અળગું ક્યાં અફળાય, બીજો નથી બોલતો;
જોને જાગી તું તારા રૂપને, ખોળી જોતામાં તું રે ખોવાય. બીજો૦ ૧
તું તો દરિયામાં લેહેર સમાન છે;
લેહેરી શમતામાં સમુદ્ર દેખાય. બીજો૦ ૨
તારે ઓથે તું હરિ નથી દેખતો;
કુંડળ ઓથે જેમ કનક ઢંકાય. બીજો૦ ૩
તારે ઠેકાણે હરિને ઠરાવ ને;
એવું સમજે તો મહાસુખ થાય. બીજો૦ ૪
કહે નીરાંત અનુભવી એવાને;
કર જોડીને લાગવું પાય. બીજો૦ ૫

## પદ ૯૭ સું.

### રાગ ગરબી.

આવો અવસર ફરી ફરી નહીં આવે રે. હરિ ભજીએ.
મૂરખ હીરો કોડી તુલ્ય ગમાવે. હેતે હરિ ભજીએ. ૧
વેહેતાં જળ તો વહી જશે રે શું કહીએ. હરિ ભજીએ.
પિતુપિતામહ સર્વ ગયા તો આપણ ક્યાંથી રહીએ. હેતે હરિ ભજીએ. ૨
સુત વિત્ત દારા કુળ કુટુંબ સહુ તારે રે. હરિ ભજીએ.
અંત વેળાએ કોને કોણ ઉગારે. હેતે હરિ ભજીએ. ૩

---

૨ તું-લેહેરરૂપ જીવ. દરિયામાં—ચૈતન્યરૂપ દરિયામાં.

૩ તારે ઓથે-અહંભાવનાને લીધે. અહંભાવના એજ હરિ અને તારી વચ્ચે પડદો છે; તે જાય તો તું અને તે એકજ છે.

૨ વેહેતાં જળ-( આયુષ્ય રૂપી ).

સરવે જાણજો સ્વારથનું છે સાથી રે. હરિ ભજીએ.
નથી જાણજે નેક સગું ને ન્યાતી. હેતે હરિ ભજીએ. ૪
મૃત્યુ જાણજો માથા ઉપર ભમતું રે. હરિ ભજીએ.
જ્યારે ત્યારે કરશે એનું ગમતું. હેતે હરિ ભજીએ. ૫
કાળ કુબુદ્ધિ કેડ ન મેલે કોની રે. હરિ ભજીએ.
બહુ બીક છે મૃત્યુ મોટા ભોની. હેતે હરિ ભજીએ. ૬
શે ભરોંસે શા સુખમાં તું માહાલે રે. હરિ ભજીએ.
થોડા જળના જીવ તારૂં નહીં ચાલે. હેતે હરિ ભજીએ. ૭
હરિ ભજે તે હરિ સરખા જન જાણો રે. હરિ ભજીએ.
એવું ઇચ્છો તો હરિનું નામ પરમાણો. હેતે હરિ ભજીએ. ૮
મન માને તો તારા કાજનું કહીએ રે. હરિ ભજીએ.
નીરાંત નામે જમને હાથ ન જઇએ. હેતે હરિ ભજીએ. ૯

## પદ ૯૮ મું.

### રાગ ધોળ.

એવા ગુણને ગયો રે ક્યમ વીસરી,
નગણો થયો તું નાદાન; ( ૨ )
અપરાધી અંતરમાં વિચારને,
ઘેલા ગયું તારૂં ભાન. ( ૨ ) એવા૦ ૧
પૂર્વે પશુ હતો તે તું પ્રિછની,
ગર્ધવ ગોલાને ઘેર; ( ૨ )
ભાર વેહેતો તે ભૂલી ગયો ભાવથી,
થયો મનુષ્ય કરી મેહેર. ( ૨ ) એવા૦ ૨
પશુ પરવશ થયો ને મર્કટ ભયો,

૬ ભો–ભય.

ઘાલી ગળામાં ફાંસ; ( ૨ )
ઘેર ઘેર મારીને ભીખ મગાવતો,
તેવો ટાળ્યો છે ત્રાસ. ( ૨ ) એવા૦ ૩
અંતે જાતિ પશુ ઊંટ ઓળખ્યો,
બેઠો ભરવાને બોજ; ( ૨ )
ત્યાંથી ઉઠવા કરે પણ ઉઠાય નહીં,
કરતો કયમ નથી ખોજ. ( ૨ ) એવા૦ ૪
સુખ શ્વાનતણું શે ના સાંભરે,
તે દુઃખ દિલમાં વિચાર; ( ૨ )
એવા અનંત જન્મ તારા ટળ્યા,
અતિ કર્યો ઉપકાર. ( ૨ ) એવા૦ ૫
લખ ચોરાશી યોનિમાં રડવડ્યો,
દુઃખ પામ્યો અપાર; ( ૨ )
તો એ મૂરખ કહ્યું રે નથી માનતો,
ધિક તેનો અવતાર. ( ૨ ) એવા૦ ૬
નર નારી રે પામ્યાં નર દેહીને,
હાવે હરિને સંભારો; ( ૨ )
નીકર પશુ રે યોનિગતિ પામશો,
આવ્યો તરવાનો આરો. ( ૨ ) એવા૦ ૭
કોઈ કે'નું રે નથી સગુ સાગવું,
મિથ્યા મોહની છે જાળ; ( ૨ )
જેણ જાળમાં પડ્યો તે નવ નીસરે,
કરશો કાંઈ કાજ. ( ૨ ) એવા૦ ૮
નથી [illegible] નિશ્ચય તું નિરધારે.

જાણજો જાવાનું જરૂર; ( ૨ )
જોને જોતાં જોતાંમાં રે કાંઈ ગયા,
ઊડે આકડાનું તૂર. ( ૨ ) એવા૦ ૯
ફરી મનુષ્યાદેહ તારી નહીં મળે,
માટે હરિને સંભારો; ( ૨ )
એવું સમજી નીરાંત ભજો નામને,
આવ્યો તરવાનો વારો. ( ૨ ) એવા૦ ૧૦

## પદ ૯૮ મું.

### રાગ ધોળ.

રૂપ નહિ જેને ગુણ નહિ ને, નામ નહિ છે એવું;
કાંઈ નહિ ને સર્વે તેનું, વૃક્ષબીજ છે જેવું. ૧
વાણી વિવેક વિચાર ન પહોચ્યે, કૈવલ્યપદ તે કેવું;
સર્વાતીત ને સર્વની માંહ્ય છે, સુવાટિક સમજી લેવું. ૨
મન પવન નહિ તંતુ ને તેજું, નિત્યપદ દર્શન દેવું;
વધે ઘટે નહિ કો કાળે પદ, જેમનું તેમ છે તેવું. ૩
શેષ વિરંચી શિવ સનકાદિક, સર્વ સ્મરણ નિત્ય સેવ્યું;
મંગળકારી માંય મનોરથ, અનુભવ માંહી સમેવ્યું. ૪
સચ્ચિદાનંદપદ સર્વનું સાક્ષીવંત, સદ્‌ગુરૂ શબ્દે લેવું;
નીરાંત નામ નિરખ પદ પૂરણ, અલખ આપ અભેવું. ૫

---

૧ વૃક્ષબીજ—જેમ વૃક્ષના બીજને જોતાં તેમાં ડાળાં પાંખડાં, ફૂલ ફળવાળું વૃક્ષ જણાતું નથી તથા તે સર્વે તેમાં છે તેવું સતરૂપ બ્રહ્મ છે.

૨ સુવાટિક—સારી વાટિકા ( વાડી ) રૂપ. ૩ મન ૫૦—( ? ).

૪ સમેવ્યું—સમાવ્યું. ૫ અભેવું—ભેદ રહિત ( ? )

## પદ ૧૦૦ મું.

### રાગ ગોડી.

પૂરા ગુરૂ મીલ આયા, તબ જાનુ પૂરા ગુરૂ માલ આયા;
પૂરે ગુરૂકી એહી નિશાની, અપનાહી આપ લખાયા. ટેક. ૧
આપ વ્યાપમાં વ્યાપ આપમાં, દુજા ભરમ મિટાયા;
ડોલત મનકુ અડોલહી કીના, ફેર ના જાત ડોલાયા. તબ જાનુ૦ ૨
પાંચ પચીશ બસેં ઘટ ભીતર, અપ અપને ઘર રાયા;
ભિન્ન ભિન્ન મત ઘેરઘાર કે, સબકુ એક ઘર લાયા. તબ જાનુ૦ ૩
ગગન ગુફામે સેજે સુમરન, તાને તંત મિલાયા;
નામ સનેહી નેહેચલ કીના, સેવક સદ્‌ગુરૂ પાયા. તબ જાનુ૦ ૪
લખે લખાવે દો દુનિયામાં, ઓર ઠગા ઠગ આયા;
નીરાંત નામે કિયા નિવેરા, ઘટ મઠ પટ પરખાયા. તબ જાનુ૦ ૫

## પદ ૧૦૧ મું.

મનકી આદ લખાવે, ગુરૂ સોઈ મનકી આદ લખાવે;
ધ્રન્ય ગુરૂ નામ ધરાવે, ગુરૂ સોઈ મનકી આદ લખાવે. ટેક૦ ૧
મનકા સાંસા મનકુ પડિયા, તન છૂટે કહાં જાવે;
આદ અંત મન મનકી જાને, તબ મન મુક્ત કહાવે. ગુરૂ૦ ૨
મન આદે સૃષ્ટિ સબ મનકી, મન તન રૂપ બનાવે;
પિંડ બ્રહ્માંડ સબ મનકા કીના, મન માંહી બાસ બસાવે. ગુરૂ૦ ૩

---

૨ આપ—પોતે—આત્મા. વ્યાપ—વ્યાપક—પરમાત્મા. ૩ પાંચ—મહાતત્વ કે ઇંદ્રિયો. પચીસ—પંચીકૃત તત્વ. ઘેરઘારકે—ઘેરીને.

૪ ગગન ગુફા—હૃદયાકાશરૂપી ગુફા. ૫ નિવેરા—નિર્ણય. ઘટ મ૦—ઘટ, મઠ, અને પટ, આદિ અનિત્ય વસ્તુઓને મિથ્યા રૂપે ઓળખાવી દીધી.

૧ આદ—ઉત્પત્તિ. લખાવે—ઓળખાવે.

મન માયાને સબહી બનાયા, આદ અંત મધ્ય માયા;
મૂલ ડાળ સબ મનહીકું જાનો, બીજવત બ્રહ્મ સોહાવે. ગુરૂ૦ ૪
જપ તપ ક્રિયા પઢવો ગણવો, જોગ ધ્યાન નિરમાવે;
મન અંધા સબ કરતવ્ય ધંધા, ભૂલે મરમ ના પાવે. ગુરૂ૦ ૫
મનકી આદ અનાદિ કેસા, કીસબિધ ઠેર ઠરાવે;
નીરાંત નામે મન વલંભે, નીરભે પદ સોઈ પાવે. ગુરૂ૦ ૬

## પદ ૧૦૨ મું.

### રાગ ગોડી.

અપના આપ બિચારો, તરો તબ અપના આપ બિચારો;
આપ બિના કછું ઓર ન દુજા, સાહેબ આપ તુંહારો. ટેક. ૧
જનમ મરન જમ સંશે મેટે, ઉતરો ભવજળ પારો;
એહી ચીન પરેહી સોઈ તરહી, ઓર ડુબે જગ સારો. તરો૦ ૨
દુર્મતિમેં સબહી ડુબે, વેદ પુરાન પોકારો;
જોગ જગન જપ તપ સબ કરહી, મિલ મિલ જગત ભુલારો. તરો૦ ૩
શિવ બ્રહ્માદિક નારદ આદે, ધ્યાન સમાધિ ધારો;
જો કછું કરહી સો વાકું ન પહુંચે, પુણ્ય પાપતેં ન્યારો. તરો૦ ૪
સદ્‌ગુરૂ પાવે અલખ લખાવે, તન મન તા પર વારો;
નીરાંત નામ સનેહી તરહી, નામે કરે નિસતારો. તરો૦ ૫

## પદ ૧૦૩ મું.

આપ ચિન્યા બિન અંધા, જગત સબ આપ ચીન્યા બિન અંધા;
પઢવે ગણવે વેદ આદ લેઉં, સબહી ઉદરકા ધંધા. ટેક. ૧

---

૬ વલંભે-અવલંબે. નામમાં મન અવલંબન કરી રહે.

૧ તુંહારો-તારો. એહી ૪૦—જે એને જાણશે તે તરશે. ૫ તા પર ઈ૦-તે ઉપર તન અને મન ઓવારી નાખો.

મંત્ર જંત્ર ભેરવ ભવાની, બીર જોગણી જંદા;
ઉન સંગત કરી આપ ભૂલાયો, પરે હે કાલ કે ફંદા. જગત૦ ૨
ખટ દરશન મળી ખેલ ગાયો, કહાવે સાહેબકા બંદા;
ઉન સબે આપ લખે નહિ આયો, ભેખ ધરીહી ભીખંદા. જગત૦ ૩
પ્રપંચમેં સબ પચ પચ હારે, સંશે પરો સરમંદા;
સાર અસારકી સૂઝ ના પાઇ, ચઢે હે ખોટકી ખધા. જગત૦ ૪
સદ્‌ગુરૂ પાવે અલખ લખાવે, છૂટે સકળ કુલબંધા;
નીરાંત નામ આપકો પાયો, એહી સાર કેરી સંધા. જગત૦ ૫

## પદ ૧૦૪ સું.

આજ કાલમાં દુનિયા દેખો, પાનીકી શી સારી;
નર નારીકો ઓર નરેસી, જાંહાંન લગી હે ઝાહારી. આજ૦ ૧
મોત બડા સબકે શિર ઉપર, કોન રંક કોન રાજા;
પ્રાણ સબકા પકડ રહ્યા હે, સબકી લેગા માઝા. આજ૦ ૨
કોઇ કહે અબ કીસ બીધ કરીએ, સબ દોરમેં આયા;
દશ દરવાજા બાંધ લિયા હે, કાલ રહ્યા ગઢ છાયા. આજ૦ ૩
તીન લોકમે ઓહી તમાસા, સબકે શિર પગ દાયા;
એક જગો એસી સદ્‌ગુરૂકી, વાહાંસેં કાળ ભગાયા. આજ૦ ૪
ઉસ જગોપર જાને જીવડા, ઓહે અમર નિશાની;
નીરાંત નામ નભે સદ્‌ગુરૂકો, પૂરણ પદ નિરબાની. આજ૦ ૫

---

૩ ઉન ઇ૦—એ સર્વને પણ પોતાનું સ્વરૂપ ઓળખાઇ આવ્યું નથી.

૪ સંશે ઇ૦—સંશય પડવાથી તે સર્વે શરમિંદા થઈ ગયા.

૫ કુલબંધા–કુળ રૂપી બંધન. સંધા–સાંધ. એજ સારની સાંધ છે.

૧ પાની ઇ૦—આજ કાલમાં સારી( બધી ) દુનિયા પાની( પાણી )જેવી થઈ જશે. ૩ દોરમેં–બંધનમાં. છાયા ઇ૦–દેહરૂપી ગઢમાં છાવણી નાખીને.

૪ પગ દાયા–કાળે બધાના માથા ઉપર પગ મૂક્યો છે.

## પદ ૧૦૫ મું.

નામ બિના બહુ કૃત કમાયે, જેસે નીર ઓસકો પીવે;
બોહોત પીવે પણ પ્યાસ ન જાવે. નામ૦ ૧
જપ તપ નીમ વરત બોહો કરની, નાના વિધકે નિત્ય ઠરાવે;
કર્મ જાળસે કબહુ ન છૂટે, જ્યું બાલકપે ખેલ ખેલાવે. નામ૦ ૨
કરત હે એ છૂટનકો ભાઈ, ત્યમ ત્યમ બપરા બોહોત બંધાવે;
મૂરખ મન સમજત નહિ એસો, કોડી ગ્રહે ને હીરા ગમાવે. નામ૦ ૩
બિન કીમતકા એહે પસારા, ગાંધી બસ્તુ બોહોત બસાવે;
નીરાત નામ ગુરૂ નહિ ચીના, બોહોત બસ્તમે બસ્તુ ન પાવે. નામ૦ ૪

## પદ ૧૦૬ મું.

હમ હે વાહી દેશકે વેરાગી,
બિના સદ્‌ગુરૂ કોઈ જાઈ શકે નાહીં,
સદ્‌ગુરૂ આદ્ય અંત કહે તાગી;
વાહી દેશ તે સબ ચલી આયે,
દૂર પરે દુર્મત નાહીં ભાગી. હમ હે૦ ૧
અમર લોકસે દુનિયા આઈ,
મહાજળ મીન પરી હે આધી;
છીલરમેં સબ ખુશ રહે હે,
જળ ઘેરે જબ મરે તન ત્યાગી. હમ હે૦ ૨

---

૧ ઓસ—ઝાકળ. પ્યાસ—તરસ. ૩ કરત હે૦—એ છૂટવાને માટે કર્મ કરેછે તેમ તેમ તે બાપડો ઘણો બંધાય છે. બપરા—બાપડો.

૧ તાગી-તાકી-તેની. વાહી-એ ૨ અમર લોક ઈ૦-સત્ બ્રહ્મમાંથી જગત્ ઉપજ્યું છે માટે દુનિયા તે અમર લોકથી આવેલી છે એમ જાણવું. મહાજળ ઈ૦--જ્ઞાની રૂપી મીન ( માછલી ) મહાજળમાં આવી પડેલી છે. છીલર ઈ૦--બીજાં માછલાં છીલર ( ખાબોચિયા )માં ખુશ થઇને રમે છે,

જનમ મરનતા જનકું નાહિ,
જાકુ ચોટ શબ્દકી લાગી;
નીરાંત નામ લખ્યા વાહી દેશી,
જાઈ મળે મનવા જો જાગી. હમે હેં૦ ૩

## પદ ૧૦૭ મું.

### રાગ ઝુલણા.

બાહામન તુમે કાહા ચીનાહે, કાંહાંસે બાહામન આયા હે;
બાતન બાહામન મોંહે બતાવો, જાહેર જૂઠ બનાયા હે. ૧
ખટકરમ તો તેને કીને, ગાવંતરી ગુન ગાયા હે;
નાહાના ધોના પોથી પઢના, કરતે રીતે ધાયા હે. ૨
કુળ ગોર તો સબકું કહાવે, સબકુ રાહ લગાવેગા;
તેરા રાહકી તુંને ખબર નહિ, અંતકાળ કાંહાં જાવેગા. ૩
ગુરૂ તેરા હે સંત સંન્યાસી, ગુરૂએ મંતર દીના હે;
ઓ મંતર પઢ કાંહાં જાએગા, ઘર અપના નહિ ચીના હે. ૪
આયા અવસર ખોઈ ગમાયા, ફિર એસા કબ આવેગા;
નીરાંત નામસે લેહે લગાના, નામ ગ્રહે ઘર પાવેગા. ૫

## પદ ૧૦૮ મું.

### રાગ ઝુલણા.

કેસી ફકીરી બંદે તેરી, કોન ફકીરી કહાવે હે;

---

પણ તેમાંથી જ્યારે જળ ઘટી જાય છે ત્યારે તેઓ પોતાનું તન ત્યાગીને મરે છે.

૩ તા-તે. શબ્દકી—ગુરૂ ઉપદેશની. નીરાંત ઈ૦—નીરાંત ભક્ત કહે છે કે જેણે નામ લખ્યું ( ઓળખ્યું ) તેજ તે દેશનો દેશી છે; જે મનવો જાગશે તે તેને જઇ મળશે.

૧ તુમે-તમે. બાતન-વાત. ૨ તેને તેં. ખટકરમ-સ્નાન, સંધ્યા, જપ, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, દેવપૂજા. ગાવંતરી ગાયત્રી.

કૌન ફકીરી હાલ હજુરી, કૌન ઇસમકું ધ્યાવે હે. ૧
દેખ બિચાર કરો દિલઅંદર, કોન મુખનસે ખાવે હે;
બાતનસેં જાહેર રહી બોલે, ફેર જાહેર કાંહાં જાવે હે. ૨
એ મસલતકા કરો માયના, એ મસલત મોહે ભાવે હે;
કૌન કલમેસે કલમા હોતા, કલમા કોન સુનાવે હે. ૩
બાહેર ભીતર કોન ભરા હે, ખાલી કોન ખેલાવે હે;
અસાજા સબ કીનહુ કીના, સાજા કોન ચલાવે હે. ૪
નાપાકી સો કીસકું કહીએ, પાકી કોન કાહાવે હે;
એક બુંદ સે સબી બનાયા, અદલી અદલ ચલાવે હે. ૫
સાહેબ અપના કેસા કહીએ, આપન કોન કે'લાવે હે;
તેરી ખબર તું કરલે બંદે, ઓરનકુ ક્યા કાહાવે હે. ૬
હુંસેં આના હુંસેં જાના, હું કે હું મીલાના હે;
નીરાંત નામે લલા લખલે, પલભરમે પલટાના હે. ૭

## પદ ૧૦૯ મું.

### રાગ ગોડી.

કોન કરાવે જગ હાસી, વેશ ધરી કોન કરાવે જગ હાસી. ટેક. ૧
પંડિત વેશ પુરાની રે કાહાવે, ઓળખ નહિ અવિનાશી;
શબ્દ જાલમે સંશે પર્યાહે, આશામાં પડ્યો ને નિરાશી. વેશ૦ ૨
મુંડ મુંડાવે ભગવાં કહાવે, સાચા વેશ સંન્યાસી;
આપ અડોલકી ઓલખ નાહીં, ડોલત મન હીંડોલાસી. વેશ૦ ૩

---

૧ ઇસમ—પુરૂષ. ૨ જાહેર—જાહેર બોલનારો. ૩ મોહે—મને.
૪ અસાજા—માંદા. ૭ લલા—ખુદા—પરમેશ્વર.

૨ ઓળખ—ઓળખાણ. ૩ અડોલ—અચળ—અફ્લ. હીંડોલાસી—હીંદોળાની પેઠે.

જટા વધારે ને ખાખ શું ધારે, નાગા વેશ નિકાસી;
આપ અલખકી ઓલખ નહિ ભયી, ભયે ન સ્વરૂપે ભાસી. વેશ૦ ૪
તપસી કહાવે તન તપાવે, તન ના દેવે તપાસી;
હઠ જોગ સો હઠિયા રે કહાવે, આપે આપ ગુમાસી. વેશ૦ ૫
સેહેજ બાતમે સબ સુખ પાવે, ત્યાગી કાહા ઘરબાસી;
સદ્ગુરૂ સાહેબ સન્મુખ હોવે તો, ઘર ગંગા ઘર કાશી. વેશ૦ ૬
આપ લખાવેને સંશે મીટાવે, પાવે શબ્દ વિલાસી;
નીરાંત નામ નિરખ તર તારન, તારન સોહી તરાસી. વેશ૦ ૭

## પદ ૧૧૦ મું.

મેરે પિયા બિન ભઇ મેં તો બાવરી, મતિ આન કરો ઉતાવરી. ટેક. ૧
મોહે બૈદ મિલે બોહો ભાતકે, ચાર વરણ આશ્રમકી જાત કે;
મિલે ખટ દર્શન મત લે ફૂરે, ઉને કિયો સો પિયો પીડા બોત કરે. મેરે૦ ૨
મિલે જપ ઓર તપ શુચિ સિદ્ધ તે, મિલે તીર્થ વ્રત આધાર તે;
મિલે શૂન્યસમાધિ સહી કરી, એસે બોહોત મિલે પીડા બોહોતકરી. મેરે૦ ૩
મિલે સેવાપૂજા દેવ ડાહરે, મિલે વૃંદાવન જુગ જાહરે;
મિલે ગગનમંડળ મેરૂ ચઢી, ત્યેમ ત્યમ રે પીડા મોહે બોહો ચઢી. મેરે૦ ૪
મિલે શમ દમ શીલ સૂધે ચલે, એ બૈદ મીલે મોહે જાળ ભલે;
ખાયા ઓખદ પીડા ના ગઇ, જાતી મેરી પીડમે મતિ બહી. મેરે૦ ૫

---

૪ નિકાસી–કાઢીને. ભયે ઇ૦–સ્વરૂપના ભાસવાળા ન થયા. ૫ ના દેવે –નથી દેતો. ૭ તારન ઇ૦–જે તારન ( તારનાર ) છે તેનાથીજ તરાશે.

૧ મતિ ઇ૦—બુદ્ધિ આણીને ઉતાવળ કરો.

૨ મોહે–મને. બોહો ભાતકે–બહુ ભાતના. ઉને ઇ૦—એણે જે કહ્યું તે પીધું, તોપણ તે બહુ પીડા કરે છે.

૩ સહી કરી—કબૂલ કરી. અર્થાત્ તે સર્વ મેં કર્યું.

૫ મોહે–મને. જાળ–જાળરૂપ. જાતી ઇ૦—એ પીડામાં મારી મતિ વહી જાય છે.

એસો મીલે કોન પિયાકો મેલાવનહાર, મેં તો દાસી ને આ હે મેરો દાતાર;
નીરાંત મીલે ગુરૂ આય આય કે, ખોયો દુઃખ પિયા નામ મીલાયકે. મેરે૦ ૬

## પદ ૧૧૧ મું.

મન કાહા ભરોસેં તેં રહા;
તેં ગયા તો તેરા કછુ ના રહા. ટેક. ૧
મૂળ વાઢ્યું તો વૃક્ષ ગયું વળી,
બીજ હતું તે સર્વે નાખ્યું દળી;
જેની કાંઇ ના રહ્યું રહ્યા પખે,
ઓલાય ન અંગીઠી નિત્ય ધખે. મન૦ ૨
દેખ દેખ બિચાર કહા કામકો,
રહે તો રાખ ભરોસો નિજ નામકો;
બીજું જાશે તે સરવે જાણજો,
નથી રહેતું નિશ્ચે પરમાણ જો. મન૦ ૨
ઘડી ઘડી રે પલક દિન જાય છે,
છે છતું તેમાં ઓછું થાય છે;
કાહા ભૂલ રહ્યો તે ભૂલાણા,
ગયે નજરાં આગે ઘણે ઘણા. મન૦ ૩
આજ કાલમેં ખલન સબ ખપ ગયા,
દેખ દેખ દાગીના કછુ ના રહ્યા;
એક નામ સાહેબ બિના સબ ફના,

---

૬ પિયા ઇ૦—પિયુ રૂપી નામ મેળવી આપીને.

૧ તેં ગયા ઇ૦—જો મન નાશ પામ્યું તો પછી કાંઇ રહેતું નથી.

૨ મૂળ ઇ૦—સંસારનું મૂળ મન છે તેનો નાશ કર્યો તો સંસાર વૃક્ષ એની મેળેજ નાશ પામશે. બીજ—મનરૂપી.

૩ ભૂલણા—ભૂલકણા.

નેક દીસે ન્યારા રહે ગાફલ મના. મન૦
દેખ કાલ ખડા શિર ઉપરે,
નાહીં કોઇ બાતાં સે ઉગરે;
નીરાંત પકડ ઓથ નામકી,
ચેત ચેત કહી મતિ કામકી. મન૦

## રાગ સવૈયા.

પંડ પડે તો પડવા દે,
ઓષડને ના અડવા દે;
જીવ્યાની તો આશા ખરી,
ઓષડમાં તો પાળવી ચરી;
ચરી પાળે ને ઓષડ ખાય,
નીરાંત એ જીવ્યાનો ઉપાય.
મરનાર હોયે તે તો મરે,
પણ જીવતાં સુધી ઓષડ કરે;
માંદાને ઓષડ ખાવું સહી,
કડવું મીઠું ગણવું નહિ;
અનેક ઓષડે જીવતા થયા,
નીરાંત નામે જુગમાં રહ્યા.
નામ તણો એવો પ્રતાપ,
નામે પળાયે સરવે પાપ;
પાપ પળાયે નિર્મળ થશો,
નિર્મળમાં નારાયણ વશ્યો;
નારાયણ તે નિર્ભય કરે,
નીરાંત નામે નિશ્ચે તરે.

૫ ઓથ—આશ્રય.

તરવાનો કાંઇ એ છે તોલ,
સમજી લેજો બોલે બોલ;
વચમાં પોલ ને હળવું સહી,
એવું હોય તો બૂડે નહીં;
ભારે ને વિકારે ભર્યું,
નીરાંત એવું તો નવ દીઠું તર્યું. ૪
હળવું જેમાં નહીં વિકાર,
ભારે તો વિકારનો ભાર;
હળવું તે તો તરશે સહીં,
ભારે તે તરવાનું નહીં;
તરવાની જો ઇચ્છા કરે,
નીરાંત વિકાર ભાર શે ના પરહરે. ૫
ભગત થયો ને વાદજ કરે,
વાદે વિત્ત પોતાનું હરે;
બેમાં એક તો વધ ઘટ હશે,
વાદે વસ્તુ કયમ આપશે;
વસ્તુ લેવાની ઇચ્છા કરે,
નીરાંત વાદ શે ના પરહરે. ૬
અણજાણ્યો થઈ બેશી રહે,
પૂછે તેનો ઉત્તર દે;
આજ્ઞા પ્રમાણે કારજ કરે,
દીન થઇને વચન ઓચરે;
બહુ પ્રસન્નતા મનમાં થશે,
નીરાંત માગે તે આપશે. ૭
માગે તે તો મળશે સહી,

બ્રહ્માની છે સૃષ્ટિ બહુ,
તે બ્રહ્માનાં બાળક સહુ;
પાલણ પોષણ બ્રહ્મા કરે,
એક વસ્તુ બ્રહ્મા પરહરે;
પુત્રને પગે લાગે નહીં,
શા માટે જે પ્રજા પોતાની થઇ. ૧૨
પિતા પુત્રને લાગે પાય,
એથી મોટો કો ન અન્યાય;
થાપે આપ ઊથાપે આપ,
એમાં ધર્મ છે કે પાપ;
અમે તો પ્રગટ કરતા નથી,
(નીરાંત) જો જો (પોત) પોતાના મનમાં મથી. ૧૩
અણુ આદિ બ્રહ્મા પરજંત,
મોટા મોટા સાધુ સંત;
સરવે જાણ સમજણા થયા,
આપ આપણે કોઇએ નવ લહ્યા;
આપ લહ્યું તે ગુરૂ પ્રતાપ,
નીરાંત આપ સમજણનું શું રહ્યું માપ. ૧૪
સૃષ્ટિ કરતાની જો જો વાત,
શિવને શક્તિનો પ્રતાપ;
સંગતિથકી શિવને સમજણ થઈ,
ત્યારે શિવને સમજણ શેની રહી;
બ્રહ્માની એ રીતે ભણું,
નીરાંત આપ સમજણ તે કેને ગણું. ૧૫
સદ્ગુરૂ છે સહુને માથે શીશ,

સદ્‌ગુરૂ ઉપર કોઈ ના મળે ઇશ;
સરવેને છે ગુરૂ પ્રતાપ,
પ્રગટ થયા છે આપો આપ;
ગુરૂએ જગમાં જાહેર કર્યા,
ગુણ સરવે ગુરૂએ વિસ્તર્યા;
પરમેશ્વર તે ગુરૂનું નામ,
નીરાંત વિરલા દાસતણો વિશ્રામ.
ગુરૂથી સરવે ઉત્પત્તિ થઇ,
તે આપ લહેનારે લહી;
ઉત્પન્ન વૃક્ષતણો વિસ્તાર,
વૃક્ષમાં બીજ સમજવો સાર;
પ્રેરક બાહ્યાભ્યંતર ભણું,
નીરાંત નામે તે ગુરૂને ગણું.
આજ ગઈ ને આવી કાલ,
આજ કાલમાં સહુની ચાલ;
રૂપ નથી રહેવાનું રતિ,
મોટા મોટા જોગી જતિ;
જાવાનું તે જાણો સહી,
નીરાંત નામ વિના રહેવાનું નહીં.
મહાસંશય સેવકને થયો,
તે સંશય સ્વામીને કહ્યો;
આદિ અંતને મધ્યે કોણ,
અનાદિનો હું અજાણ;
વસ્તુરૂપ તે કયમ લહેવાય,
નીરાંત એ સંશય તે કયમ જાય.

સદ્‌ગુરૂ કહે સેવકને સહી,
એ વાતમાં સિદ્ધિ કહી;
આદિ અંત ને મધ્યે નામ,
નામ તે આદિતણો વિશ્રામ;
સત્ય નામ છે નિષ્ઠા રાખ,
નીરાંત નામ સરવેની સાખ. ૨૧
આગળ જે જન મોટા થયા,
જે થયા તે કહેતા ગયા;
જે વચનમાં વસ્તુ કહી,
તે વસ્તુ તું રાખે સહી;
જે વસ્તુ સરવેમાં વ્યાપ,
નીરાંત નિરખો આપો આપ. ૨૨
આગળ એ મોટાની ચાલ,
નવું કરે તો નકલનું વાહાલ;
નકલનો તજવો વેહેવાર,
અસલ નકલનો સમજવો સાર;
અસલ તો સંભવતું સહી,
નીરાંત નકલ તો યાદ રહેવાનું નહીં. ૨૩
અસલ તો એક હરિનું નામ,
બીજું તો માયાનું ઠામ;
ત્રીજું તો માયાનું મંડાણ,
ઈંડ પિંડ આદે સહુ જાણ;
ઉત્પત્તિ પ્રલય તે સર્વે મટે,
નીરાંત નિત્ય નામે તે સર્વ ઘટે. ૨૪

૨૫ જીવતો મર્યો–જીવન્મુક્ત થયો.

ભક્તિ જાણું જ્યારે ખરી,
વિશ્વાત્મા નિરખ્યા શ્રીહરિ;
ભિન્નભાવ જે અળગો કર્યો,
તૃષ્ણા ટાળી જીવતો મર્યો;
નીરાંત નિશ્ચે લાગ્યો સહી,
તે સમોવડ બીજો નહીં. ૨૫

## રાગ ચેતવણીનો.

હરતાં ફરતાં ધંધો કરતાં, ધ્યાન હરિનું ધરવું રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, અધર્મથી ઓસરવું રે. ૧
અધર્મથી ઓસરવું પ્રાણી, ધર્મ ધસીને કરવું રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, આખર તારે મરવું રે. ૨
મરવું તે તો સહુને ભાઇઓ, કોણ મોટો કોણ નાનો રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, માનો કે ના માનો રે. ૩
ના માનો તો વેદ પુરાણે, પૂછી જો જો પ્રાણી રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, બીજી સરવે કાહાણી રે. ૪
કાહાણી તે તો કે'વા માત્ર, કહ્યા વિના કોણ જાણે રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, નિશદિન વેદ વખાણે રે. ૫
વેદ વખાણે જુઓ વિચારી, આતમ દષ્ટે દરશે રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, સ્વાત સ્વતંતર વરશે રે. ૬
છીંપે ગ્રહ્યું સો મોતી બનિયું, ખારા જળમાં ખારૂં રે;
નીરાંત કહે નિષ્ઠાનું ફળ છે, જો સમજો તો સારૂં રે. ૭
અહિમુખ પડિયું વિખ નીપજીયું, કદળી કપૂર નિપજે છે રે;

---

૬ સ્વાત ઈ૦—સ્વાતિ નક્ષત્ર સ્વતંત્ર (પક્ષપાત વિના સઘળે સરખી રીતે) વરસે છે.

તું ફળ છે, શાણા તે તો સમજે છે રે. ૮
ગા સરખું, પૃથ્વી કાદવ થાય રે;
કાનું ફળ છે, દૃષ્ટાન્તે ઓળખાય રે. ૯

---

## આત્મબોધ.

### રાગ કુંડળિયા.

આતમ બોધ, બોધસે બંધન છૂટે;
કરમ કટ જાય, નાહિ જમ કિંકર લુટે;
સ્વારથ કે કાજ, કહું મેં બાત બિખાની;
સમજે વાકુ શીખ, નાહિ તો પીછી બાની;
સમજ સમજ લે સાર, પ્રેમ પુરૂષોત્તમ પાવે;
પકરો વાકી બાંય, અવર કો કામ ન આવે;
કવિ કહે નીરાંત, ભરમકા લગરા ત્રૂટે;
કરલે આતમ બોધ, બોધસે બંધન છૂટે. ૧
કવિતા જુગમે સોઈ, હરિકા નામ વિખાને;
તન મન અરપે શીશ, અવરકી ઓટ ન આને;
મગન રહે મસ્તાન, હરિશુ હેતુ લાવે;
પલક પડે નહિ ચૂક, નિરંતર ધ્યાન લગાવે;
બિન માગેકી મોજ, સોહી હે હરિકે શરના;
બ્રહ્મા ઈંદ્રકું નાહિ, અવરકી સુતી નહિ કરના;
કવિ કહે નીરાંત, ઉંચ મત એસી ઠાને;
કવિતા જુગમે સોઇ, હરિકા નામ બિખાને. ૨

---

૮ કદળી ૯૦—કદળીમાં સ્વાતિ જળ પડે તેનું કપૂર નીપજે છે (?)
૧ પીછી બાની—નહિતો અમારી વાણી પાછી અમારી પાસે આવશે.
લગરા—લગડું. ૨ ઓટ—ઓથ. હેતુ—હેત. શરના—શરણું. ઠાને—જાણે (?)

બિન કવિતા કો જનમ, સુનો કહું કેસા ભાઇ;
પથ્થર પડિયા પેટ, જનુની ભાર લદાઇ;
બિમુખ કરીકે રામ, ઉદરકા ઉદ્યમ કરતા;
નિગમ નિશદિન સુઇ, પાપસે પેટા ભરતા;
વાકે કોન હવાલ, હોયગે સાહેબ મેરા;
કઠણ કાળકી જાળ, પડે ચોરાશી ફેરા;
કવિ કહે નીરાંત, મૂઢ ચેત્યા નહિ જાઇ;
બિન કવિતાકા જનમ, સુનો કહું કેસા ભાઈ. ૩
ચેત ચોંપમે ચેત, કહતહું કરી પુકારા;
પડે પંડ પછતાય, પલક નહિ લાગે વારા;
જૂઠી બાજી જાન, ખરાકું ખોજી લેના;
બેર બેર કહા કહું, સમજ મન મૂઢ દિવાના;
સાંઈ સમો નહિ સાર, જુગમે જાનો ભાઇ;
બડી બિચારે બાત, બડાંકી એહી બડાઇ;
કવિ કહે નીરાંત, સાંઇકુ ભજલે પ્યારા;
ચેત ચોંપસે ચેત, કહતહુ કરી પુકારા. ૪
મુસલમાન પરમાન, સાંઇ સબ ઘટમેં દેખે;
રહેમ નજરસેં રહે, ઓર દૂજા ના પેખે;
છોટા મોટા જીવ, ગણે સબ સાંઇ સમાના;
એહી કતેબા માંહી, લિખ્યા હે ભેદ ન છાના;

[ ચોપાઈ ].

દિલ પાકસે દેખે એસા, સોઇ સાંઇ હે દૂજા કેસા;
મેહેજત મક્કા બિસ્ત હજુરા, ઘટ ઘટ સાંઇઆં દેખે પૂરા;

---

૩ બિમુખ ઈ૦—રામને વિમુખ રાખીને. અર્થાત રામથી પોતે વિમુખ રહીને. નિગમ—ગમ વગર. ૪ ચોંપમે—જલદીથી. વારા—વાર. ખોજી લેના—શોધી લેવો. બેર બેર—વારંવાર.

ચીજ નિવાલા માટી ખાયે, કોન કતેબાં લખા બતાવે;
બેઇમાન સોઇ કામા કરતે, જીવ ઝબે કર રોજા ધરતે;
પાંચ બખતકી નિવાજ ઠાને, હરદમ સાહેબ પાસના જાને;
દેખ પેખ કે છુરી ચલાવે, એહી કરમસે દોજક જાવે;
કવિ કહે નીરાંત, સાહેબકા સબહી ભેખા;
મુસલમાન પરમાન, સાંઇ સબ ઘટમે દેખા. ૫

---

## કાગળ.

### રાગ દેશાખ.

સ્વસ્તિશ્રી વાગોડીઉં, મહાશુભસ્થાનક ભૂમિકા;
પરમ પૂજા લાયક છો, વૈષ્ણવ દૃષ્ટે શોભિકા. ૧
મૂરત મંછારામજી, પાવન પૂરણ રૂપ છો;
નિષ્ઠા તે નિશ્ચળ નવ ડગે, એક બ્રહ્મ વ્યાપિક ભૂપ છો. ૨
ઉત્તમોત્તમ તારણ ધણી, બ્રહ્મ કુળમાં ઉદે થયા;
મારા પ્રાણના વિશ્રામ આતમા, નિરંતર તમને લહ્યા. ૩
સકળ ગુણ ઇશ એક છો, નિરગુણ નિરખ્યા મેં વળી;
વાચા તે અવિચળ સુખદાયક, લાલચ ચરણે રહી વળી. ૪
અનેક ઉપમા જોગ જાણું, મન પૂરણ મનોરથા;
જીવન સુકૃત સર્વનું, વર્ણવું ઉપની જે કથા. ૫
અવર્ણ્ય આપ અનાદ્ય છો; વર્ણને વર્ણવી કેમ શકું;
મુખ માંહી રસના એક છે, શેષ ના થાયે સહસ્ર થકું. ૬
એક મતિ ગુરૂ પ્રતાપની, હરિજન તમને મેં લહ્યા;

---

૫ કતેબા—કિતાબ-પુસ્તક (ધર્મશાસ્ત્રનાં). પાક-પવિત્ર. મેહેજત-ભિસ્ત-સ્વર્ગ. નિવાલા—કોળિયા. દોજક—નરક.

૧ શોભિકા-શોભિતા. ૬ શેષ ઇ૦—જે વર્ણન સહસ્ર જીભથી શેષથી પણ ન થાય તે મારી એક જીભથી કેમ બને?

અખંડ દૃષ્ટિ નવ ઠરે, તેને અંતર પટ પડદે રહ્યા. ૭
ચિરંજીવ ચંદ્રવંશી, જશ જગ માંહે વ્યાપિયો;
શ્રવણે તે જેણે સાંભળ્યું, તેના દોષ દુર્મતિ કાપિયો. ૮
પરગણું વડોદરૂં, દથાણ નામે ગામ છે;
પાવન પદરજ તમતણી, વસ્તી તે ઉત્તમ ઠામ છે. ૯
પત્ર આ લખિયું પ્રેમશુ, હરિજન નીરાંત કહે નસી;
જે શ્રીકૃષ્ણ પ્રેમે કરી, વાંચવા ભાવે મન વશી. ૧૦
લખવા કારણ ઉત્તમ વિશેષ છે, અહીં ક્ષેમ કુશળ ખુશાલ છે;
કરૂણા તે પૂર્ણ તમોતણી, તેને વિઘ્ન સહુ નિરમાલ્ય છે. ૧૧
ઉપરાંત અરજ માહરી, માનો તો સાચી વિનવું;
સત્ય જ્ઞાનનું પત્ર લખિયું, સાખ વેદ વેદાંતની શી કહું. ૧૨
પૂર્વે તે મનની આદ્યે ક્યાંથી, અને પંડમાં તે મન ક્યાં રહે;
એનો આદિ અંતનો ઠામ લખજો, એ સંશય તે નિશદિન દહે. ૧૩
વિસ્તાર લખજો વર્ણવી, ચૈતન્ય ઘટમાં કાણ છે;
નિદ્રા તે આવી ક્યાં શમે, લખો એહી ઠામ અજાણ છે. ૧૪
ચૈતન્ય જીવ શિવ બે મધ્યે, બેમાંથી એક નિશ્ચે કરી;

---

૭ અખંડ ૦—જેની દૃષ્ટિ અખંડ તમારા વિષે ઠરતી નથી તેને તમે અંતરપટરૂપ પડદમાં રહ્યા છો. ૮ ચંદ્રવંશી—શીતળતાકારી.

૧૦ નસી—નિશ્ચે.

૧૩ પૂર્વે ૦—પૂર્વે મનનું આદિકારણ શું હતું? અર્થાત્ પ્રથમ મન શી રીતે પેદા થયું? અને શરીરમાં તે કઇ જગોએ રહે છે?

૧૪ ચૈતન્ય ૦—ઘટ( દેહ )માં ચૈતન્ય વસ્તુ શી છે? નિદ્રા ૦—ઊંઘ આવીને શરીરમાં કઈ જગોએ સમાય છે?

ઠામ ઠાવો ઠીક લખજો, પંડમાં રહે ક્યાં ઠરી. ૧૫
સુણ વૈકુંઠ ધામ નો'તું, આદિ અંત જ્યોતિ નહીં;
પાંચ તત્વનો પ્રકાશ નો'તો, ત્યાર પેહેલું શું સહી. ૧૬
સહુ સૃષ્ટિની આદિની ઠામ વસ્તુ, વિશ્રામ પૂર્વે ક્યાં હતો;
સહુ સત્તાનો વિશ્રામ વસ્તુ, અંતનો લખજો થતો. ૧૭
ત્રણ ગુણને ત્રણ દેવ નો'તા, નો'તો કંઈ આકારને;
ત્યાર પહેલું શું હતું તે, લખજો શુભ સારને. ૧૮
તેનું નામ ઠામને રૂપ રંગે, તત્વ લખજો તારવી;
આળસો તો સમ અમારા, આરતને છે ઠારવી. ૧૯
આરત જોવા અનાદિની, ચોદશ ભૂતળમાં ભમી;
નૌતમ વસ્તુ નવ મળી, નિશદિન દુર્લભ દેહ દમી. ૨૦
બાલ્યઅવસ્થા જોબનઅવસ્થા, જરા પૂર્ણ થઈ વળી;
ત્યાં લગી જોઉં ફરી, નૌતમ વસ્તુ નવ મળી. ૨૧
દર્શન કંઇ દીઠું નહિ, પડ્યો પંડ અંત ઉદય થયો;
મન તેનું ક્યાં શમ્યું, જીવાત્મા તે ક્યાં ગયો. ૨૨
એ આવાગમન વિધિએ કરી, પૂર્ણ અમને પ્રીછવો;
નીરાંત કહે ગુરૂદેવજી, નિર્વાણ પારસ મન લોહ છુવો. ૨૩

---

૧૫ ચૈતન્ય ઈ૦—જીવ અને શિવ એ બેમાંથી ચૈતન્ય વસ્તુ કયી છે? અને દેહમાં તેનો ઠામ ક્યાં છે? ઠાવો—મુકરર.

૧૭ સહુ ઈ૦—સઘળી સૃષ્ટિની આદિ ઉત્પત્તિની ઠામ વસ્તુ—કારણભૂત સામગ્રીનો વિશ્રામ પૂર્વે—સૃષ્ટિ ઉપજ્યા પેહેલાં ક્યાં હતો? સત્તા ઈ૦—જગત્માં જે કાંઇ "છે" તે સર્વે અંતે—પ્રલયકાળ પછી ક્યાં રહેશે?—જગત્ નાશ થયા પછીનું શેષ સાહિત્ય ક્યાં રહેશે?

૨૨ પડ્યો ઈ૦—દેહ પડ્યો અને અંતકાળ ઉદય થયો ત્યારે તેનું મન ક્યાં જઈ રહ્યું? તેનો જીવાત્મા ક્યાં ગયો?

૨૩ આવાગમન ઈ૦—એ સર્વ આવાગમનની વિધિથી કહો. એટલે એક

નિર્વાણીથી વિશેષતા, તે ભેદ વસ્તુ દાખજો;
નીરાંત કહે મુજ દીન ઉપર, કૃપા પૂરણ રાખજો. ૨૪
બ્રહ્મનું તે સ્વરૂપ કેવું, પંડમાં બ્રહ્મ ક્યાં વસે;
કર્મ કર્ત્તા કોણ છે, ઉંચ નીચ દુખિયું કોણ હશે. ૨૫
એહી અગમ અપાર છે, એનો પાર કીસ બિધ પામિયે;
નીરાંત તમ શરણે પડ્યો, ગમ આપે તો તૃષ્ણા વામિયે. ૨૬
તમો વેદ વેદાંતની માંહે વસો, શાસ્ત્રમાં પૂર્ણ પ્રમાણ છો;
માટે તે વિનતિ એ કરી, તમો એક અસલમાં જાણ છો. ૨૭
ઝાઝું શું લખીએ વર્ણવી, એહી જાણવાનું કામ છે;
મૂળ મહિમા મન વશ્યો, નિર્વાણી અનાદિ નામ છે. ૨૮
સંવત અઢાર સત્તાવને, પોષ માસ વદની દ્વાદશી;
સોમવારને શુભ જોગ રાત્રી, ઘડી આશરે વીશ વશી. ૨૯
પૂર્ણ વસ્તુ સંભારીને, દીન ઉપર કરૂણા કરી;
ઉત્તર લખજો સ્થાનકે, તે સ્થાનક બેસું હું ઠરી. ૩૦
તૃષ્ણા તમ વ્યાપે નહિ, સંતોષ આવે સર્વથા;
નીરાંત ઇચ્છે એટલું, મંચ્છારામ હરિ એક હતા. ૩૧
એ નરવેડો નથી જેને, તેને તે હરિ બહુ દૂર છે;
સમજીને પ્રેમે પારખો. તેને આત્મારામ હજૂર છે. ૩૨

---

દેહમાંથી જીવ અને મન નીકળીને ક્યાં જાય છે? ત્યાંથી બીજા દેહમાં શી રીતે અને ક્યારે પેસે છે? એ વગેરે વિસ્તારથી કહો. નિર્વાણ ૯૦–મોક્ષરૂપી પારસમણિથી મારા મનરૂપી લોઢાને સ્પર્શ કરો, (કે જેથી તે સુવર્ણ થઈ જાય.)

૨૪ નિર્વાણી ૯૦—જે વાણીથી પણ વિશેષ છે–વાણીના પણ વર્ણવા-માં નથી આવતી તે ભેદવાળી વસ્તુ મને સમજાવજો.

૩૧ તમ–અંધકાર (અજ્ઞાન). ૩૨ નરવેડો—નીવેડો–નિકાલ. કાગળ-માં પૂછેલા પ્રશ્નોનો નીવેડો જેના મનમાં થયો નથી તેને હરિ બહુ દૂર છે.

કહેતાને કરણી સાંભળતા, નવ જાણો નૌતમ ભેદ છે;
પાર ઇચ્છો પામવા, સેવો સંત હરિ ગુરૂદેવ છે. ૩૩
સંતને શરણે જે ગયા, તેનું તે કારજ સિદ્ધ થયું;
નીરાંત મંછારામ શરણે, નિરંતર અંતર ગયું. ૩૪

---

## જ્ઞાનોપદેશ.

### પદ ૧ લું.

દરિયાનું મોતી, મરજીવા હોય સો લેશે. ટેક.
મૂકો સાકર સાત અસમાન, કીડી જઇ ખાશે;
સાધુ અરસપરસ મળીને, ગુણ ગાશે. દરિયાનું૦ ૧
હરિયલ કાઠી મોતને ભાઇઓ સાશે;
તોય જુઓ કાષ્ઠ એનાથી ન તજાશે. દરિયાનું૦ ૨
એવું ધ્યાન હશે તો ધણીને ભજાશે;
નહિતો જાણો ખોટી સહુ આશે. દરિયાનું૦ ૩
ભોળા ગુરૂથી અબુદ્ધિ ભરમાશે;
જો તરવું તો આવો નીરાંતની પાસે. દરિયાનું૦ ૪

### પદ ૨ જું.

અલ્યા તું તો વિષયથી વૃત્તિ વાળ,
જાણ કૂડો એને મહાકાળ;
જોને એ તો મન તારૂં ભરમાવે,
જોને એ તો સારામાં શરમાવે. ટેક. ૧
જોને એ તો નમણાં નિત્ય કરાવે,
જોને એ તો પાણી હાથે ભરાવે;
જોને ભાઇ ગુરૂનું ઘર છોડાવે,

---

૨ હરિયલ-એ નામનું પક્ષી જે પકડેલી લાકડીને પ્રાણાંત સુધી છોડતું નથી એમ કહેવાય છે. ૪ અબુદ્ધિ-બુદ્ધિ વિનાનો.

જોને એ તો બ્રહ્મનું ધ્યાન તોડાવે. અલ્યા૦ ૨
અલ્યા એ તો રાતે તને જગાડે,
અલ્યા એ તો સ્વપ્ના માંહી ભગાડે;
મારૂં માને તો એને લગાડે,
સ્મરણથકી તું જેને જગાડે. અલ્યા૦ ૩
થાશો શાંત કલ્પના કાઢી,
વિષયની વૃત્તિને નાખો વાઢી;
વાત કરવી મૂકો આડી,
જીતાયો જાણો વિષય અનાડી. અલ્યા૦ ૪
મહાદુઃખ કેરૂં છે મૂળ,
વૃદ્ધપણમાં ચટાવે ધૂળ;
એમ જાણીને તજો ભાઈ,
સમરો નામની નવાઈ. અલ્યા૦ ૫
તરશો જ્યારે વિષય છૂટે,
નહિ તો ફોતરાં ભેળી કૂટે;
મન કરો દૃઢ તમે જ્યારે,
એ તો હારીને રહેશે ત્યારે. અલ્યા૦ ૬
તારો ફૂલાવ્યો એ ફૂલે,
તારો મૂલાવ્યો એ મૂલે;
ત્યારે શીદ કરે સંતાપ,
મિથ્યા ધારે શાણે તાપ. અલ્યા૦ ૭

---

૨ નમણાં-ભાઈ સલામો-નીચું નમવાપણું. ૩ લગાડે-ચાળી મૂકે. સ્મરણ ૯૦-જે જે તું સંભારવાવડેજ જગાડે છે. (વિષયને સંભારવાથી વષયની ઇચ્છા પ્રકટે છે).

નામ નાથનું નિત્ય સંભારો,
વધ્યા વિષયને તમે મારો;
નીરાંત નામે છૂટે સર્વ;
જાય વિષયાદિનો ગર્વ. અલ્યા૦ ૮

## ધોળ ૩ જું.

સદ્ગુરૂજીના શબ્દ વિચારીએ, ટળે માયા મોહ અહંકાર;
બાળી ભસ્મ કરે બીજી વાસના, ઉર પ્રકટે પ્રેમ અપાર. હરિ૦ ૧
ચઢી બ્રહ્મ ખુમારી ના ઉતરે, સુખ મુખ કહ્યું નવ જાય;
એવો અજર અમર રસ જો પીએ, તેનાં નેણ વેણ પલટાય. હરિ૦ ૨
એવા જ્ઞાનઘનવત થઇ રહે, ગાળે બ્રહ્મ હિમાળે હાડ;
પછે કશું તેને નવ રહે, પાણી પથ્થર કે પા'ડ. હરિ૦ ૩
જેમ સાયરમાં સરિતા ભળે, તેનું નામ નદી મટી જાય;
તેમ એ રસમાં રચ્યા પચ્યા તે, એક રૂપે ભાઇ થાય. હરિ૦ ૪
પોતામાં કૃષ્ણ ને કૃષ્ણમાં પોતે, કૃષ્ણ વિના ન દીસે આન;
પણ એ તો ક્યારે ભાઈ થયું છે, જ્યારે ભૂલો બ્રહ્મમાં ભાન. હરિ૦ ૫
એ સબ મીલાવો જાનિયો, ગુરૂગમકી હોય બાન;
નીરાંત નિરંજન એક છે, સબઘટમે ભગવાન. હરિ૦ ૬

## ધોળ ૪ થું.

સંતનાં લક્ષણ આજ કહીએ, સુણજો સહુ મહાંત;
જેની વૃત્તિની વાત કરતાં, આવે ન કદીએ ભ્રાંત. ૧

---

૨ ખુમારી–કેફ. ૩ જ્ઞાનઘનવત્–જ્ઞાનવડે સંપૂર્ણ વ્યાપ્ત જેવા.
૫ આન–અન્ય. ભાન ઇ૦–બ્રહ્મરૂપ થઇને ભાન ભૂલી જાઓ!
૬ મીલાવે–મેળવી આપે. બાન–વાણી.

બ્રહ્માનંદમાં મગન નિરંતર, એક જપે તેનું નામ;
જીવ શિવકો તો ન્યારા ન જાને, કે'વા તેને પરમધામ. ૨
ગગન ચળે પણ સંત ન ચળતા, દઢ મનના એવા ધામ;
ક્ષમાતણા તો શિરદાર સાચા, જેથી હારે સુંદરશ્યામ. ૩
આશા કેરી તો દોરી તોડી, દોરી જોડી જગતજામ;
ઇંદ્રીવશ કરી આપ બીરાજ્યા, નમો હે સુંદરશ્યામ ! ૪
શીલકે દેવતા રામ ભયે હે, ગુરૂકો ન પહોંચે સાર;
શીલ સંતોષ બડ ભારી હે, શુદ્ધ બ્રહ્મા વિચાર. ૫
નીરાંત નામ જપે નિશદિનકો, પાવે પરમધામ;
રામ રામ એક નામ નિરંતર, ભજો જાણી સુંદરશ્યામ. ૬

## પદ ૫ મું.

નરખી પરખીને ગુરૂ કરવા;
રે ભાઇઓ સદા નરખી પરખીને ગુરૂ કરવા. ટેક૦ ૧
તનનો કે મનનો પરચો નવ દેખો,
તો પગ જઈ શે ધરવા;
ઝાઝ મળ્યું પણ ઝાઝી નથી તો,
કેઈ વિધિપાર ઉતરવા. રે ભાઇઓ૦ ૨
કાળ ઝાળમાં ગુરૂજી દાઝે,
એનું ઉદર દેજો ભરવા;
જંજાળ જોઇને સાધુ કે'વા,
દરશને લાગે વરવા. રે ભાઇઓ. ૩
તપકેરી તો વાત ન જાણે,

---

૪ જગતજામ—જગતમાં જામી રહેલા પરમેશ્વરની સાથે.
૨ ઝાઝી—વાહાણ ખેડનાર. ૩ સાધ્ય-સિદ્ધ કરવાનો અર્થ.

લાગે સાધ્ય સે ડરવા;
રૌરૌ નરકે જઈ પડવાનું,
ઉખરમાં જાવું ચરવા. રે ભાઇઓ૦ ૪
આઠ ધાતુઓ ભેગી કરીને,
પેટી મૂકી ધરવા;
એમાંથી કોઇ નીકળ્યા તે તો,
જાણો ચાલ્યા મરવા. રે ભાઇઓ૦ ૫
એવા બિચારા કંઇ મરે છે,
જઈ કોના પગ ધરવા;
અપાર લીલા સદ્‌ગુરૂકેરી,
જાણે જે સંસાર તરવા. રે ભાઇઓ૦ ૬
અવધૂત બાપુ શિષ્ય અમારા,
સુણો કાન કરી શરવા;
નીરાંત નિરંજન એક દીખાવે,
સંસાર સાગર તરવા. રે ભાઇઓ૦ ૭

## પદ ૬ ઠું.

બાપુ નાવ તપાસી બેસો, પથ્થર હોય તો માંહી નવ પેસો;
બાપુ જંત્ર જેવું તન જાણો, સાચું સમજીને સુખ માણો. ૧
બાપુ એ તો તુંબડું લીલું પે'લું, નવ જાણે જેનું મન મેલું;
બાપુ સૂકવ્યું પછે થયું પીળું, એને કાપી કર્યું કંઈક ઢીલું. ૨
બાપુ લાકડાની સાથે જોડ્યું, એને જેમ તૂટે તેમ તોડ્યું;

---

૪ ઊખર–ખારજમીન. સંસારનાં સુખમાટે ભમવું તે ઉખરમાં ચરવા જવા બરાબર છે. આઠ ધાતુઓ—લોહી, માંસ, મેદ, અસ્થિ, વસા, મજ્જા, વીર્ય અને ત્વચા. ધરવા–પકડવા. ૬ પગ ધરવા–શરણે પડવું.

બાપુ ખીલીઓ મારી ખાંતે, તાર બાંધ્યા બેશી નીરાંતે. ૩
બાપુ બજાવનારો બીજો, તેને ઓળખીને તમે રીજો;
બાપુ મન ભમે તો લીલું જાણો, બજાવનાર જાણીને સુખ માણો. ૪
તરો બાપુ એવી ટેકે, સદ્‌ગુરૂકેરે વિવેકે;
નીરાંત નિશદિન એક જાણો, નામ કેરો નિશ્ચે પ્રમાણો. ૫

## પદ ૭ મું.

બાપુ અવિગતથી[1] અમો આવ્યા, બાપુ કોઇએ નવ બોલાવ્યા;
બાપુ નવ જાણ્યા નવ માણ્યા, બાપુ બ્રહ્મ કોઇએ નવ નાણ્યા. ૧
બાપુ જનમ્યા નહિ નીરાંતા, બાપુ મરનેકી છોડી ભ્રાંતા;
બાપુ બાળક નહિ નીરાંતા, બાપુ જુવાનીકી નહિ જાતાં[2]. ૨
બાપુ તીરથ વ્રત સબ છોડ્યા, બાપુ દેહ નામસે જોડ્યા;
બાપુ લહ્યા જગ સબ ખોટા, બાપુ નામના પરચા છે મોટા. ૩
બાપુ જોયા જ્યોતિ રૂપા, બાપુ રૂપ અતિ અનુપા;
બાપુ એજ નામ અમારા, બાપુ જાણો રૂપ તમારા. ૪
બાપુ અમે રોગ ના જાણ્યા, બાપુ અમે ભોગ ના માણ્યા;
બાપુ વાણી જે અમો બોલું, બાપુ ધર્મકી ધારણ તોલું. ૫
બાપુ સત્ય શબ્દ હમારા, બાપુ જાયે સંશે તમારા;
બાપુ સો બાતકી એક બાતાં, બાપુ સબ અજ્ઞાનકી રાતાં. ૬
બાપુ એ જૂઠી કાયા જૂઠી માયા, બાપુ જૂઠા હે સગા ભાયા;
બાપુ નીરાંતકા નામ સચ્ચા, બાપુ આપ બીના સબ કચ્ચા. ૭

## પદ ૮ મું.

જી રે સુમતિ નારીનો સાયબો, વર વિઠ્ઠલ વરિયો રે;
ગંભીર ગુણનો છે આગળો, દેવ દિલનો છે દરિયો રે. સુમતિ૰ ૧

---

૧ અવિગત-સૌની પાર એક ધામ છે. ૨ જાતાં-જાત.

જી રે જનુની તો જેની જશોમતિ, જી રે નંદનો નાંધડિયો રે;
અદ્વૈત દ્વૈતનો દેવ છે રે, મારી દૃષ્ટિએ પડિયો રે. સુમતિ૦ ૨
જી રે લક્ષણ બત્રીશે બિરાજતો, વા'લો વાનલે ભરિયો રે;
પાતળિયો પુષ્પની પાંખડી, મેં તો ધ્યાન માન ધરિયો રે. સુમતિ૦ ૩
જી રે પીળાં પીતાંબર પેરિયાં, કટિ શોભે કંદોરો રે;
બાંયે બાજુ બંધ બેરખા, છે કંઠે હીમનો દોરો રે. સુમતિ૦ ૪
જી રે માળા તે મોઘા મૂલની, કાને કુંડળ રાજે રે;
મુસ્તક મુકુટ હીરે જડ્યો, છત છબીલાને છાજે રે. સુમતિ૦ ૫
જી રે વાગો તે વિઠ્ઠલરાયને, શોભે શાલ દોશાલો રે;
મોજડી પાયે રે માલતી, લાગે વૃત્તિએ વા'લો રે. સુમતિ૦ ૬
જી રે કેસર આડ કપોળ છે, મુખે મુખવાસ મોહે રે;
અમીરસ અણિયાળી આંખડી, શોભા નખશિખ સોહે રે. સુમતિ૦ ૭
જી રે સુકૃત આભરણ શોભિતાં, સ્વામી શીલવ્રત ધારી રે;
બ્રહ્મચારી ભવોભવતણો, જેને અનેક નારી રે. સુમતિ૦ ૮
જી રે ચાલ ચતુર રે રાયની, મોહ્યા મુનિજન મટકે રે;
અટકે રે ચાળો તે આંખનો, લોભી લુંટ્યા છે લટકે રે. સુમતિ૦ ૯
જી રે અકળકળા એની આપતી, ભણ્યા ભેદ ના જાણે રે;
શિવ વિરંચી ને શારદા, નેતિ વેદ વખાણે રે. સુમતિ૦૧૦
જી રે શી શી તે શોભા હું વર્ણવું, વેદ વર્ણવી ના જાયે રે;
મૂઢ મતિ કો માહરી, કહીએ એની કૃપાયે રે. સુમતિ૦૧૧
જી રે પુણ્યવંતી એને પામશે, દાસ નીરાંતનો સ્વામી રે;
નિવૃત્તિ નારીનો નાવલો, સત્યવંતી તે પામી રે. સુમતિ૦૧૨

---

૨ નાંધડિયો–નાનોબાળક. ૩ વાનલે ભરિયો–વાને ભરેલો.

## પદ ૯ મું.

મોહ ઉપગારી રે મોહનજીની મોરલી, વાગી વનડાની માંય;
સાદ શ્રવણે અનુપમ સાંભળી, મન અટક્યું છે ત્યાંય. ટેક. ૧
આપે અધર ધરી રે આનંદમાં, ઉભા જમુનાની તીર;
જ્ઞાનઘન નૌતમ નાદમાં, ગાયે હળધરવીર. મોહ૦ ૨
સખી મુને ઘરનો ધંધો રે ગમતો નથી, જોવા જાદવરાય;
વ્રેહે વ્યાકુળ થઇ રે સ્થિરતા નહિ, હૈડે રૂંધણ થાય. મોહ૦ ૩
સખી મારૂં ચિત્ત વિત્ત સર્વે ચોળાઈ ગયું, શિથિલ થયું છે શરીર;
અતિ ભાવ ભૂધરને રે ભેટવા, રાખી નવ રહે ધીર. મોહ૦ ૪
ધિઃક લાજ કુટુંબ કુળ લોકની, ધિઃક સાસરૂં સંતાપ;
સ્વામી નીરાંતનો મળશે ત્યારે, ટળશે તનના રે તાપ. મોહ૦ ૫

## પદ ૧૦ મું.

રથ લઇને આવ્યા અક્રૂર જી, પ્રભુને તેડીને જાશે;
જીવન જાતાં તે કંઈ નવ ઉગરે, હવે ક્યમ તે થાશે. રથ૦ ૧
ક્યમ કરીએ વા'લો રે હવે ક્યમ રહે, કોણ કરીએ ઉપાય;
જ્યમ ત્યમ કરો કોઈ એટલું, વા'લો મથુરા નવ જાય. રથ૦ ૨
બાઈ પાપ પ્રગટ થયાં પૂર્વનાં, વા'લા વિજોગે રે'વું;
દુઃખ દારૂણ દિન ક્યમ લેઇશું, પડશે કઠણ છે સે'વું. રથ૦ ૩
સખી સરવે મળીને કહો કૃષ્ણને, બોલો મોઢે ને ચઢી રે;
નિકર પાછળથાં પસ્તાઇશું, જાશે નહિ વિજોગે ઘડી રે. રથ૦ ૪
માણ સાટાની પ્રીત બંધાઇ છે, તે તો તાણી ના તૂટે રે;
સ્વામી નીરાંતનાને કહો કર ગ્રહી, ઘોળે દિવસે લુંટે રે. રથ૦ ૫

---

૧ મોહ ઉપગારી—મોહ ઉપજાવનારી.
૩ દિન ક્યમ લેઇશું—દિવસ શી રીતે કાઢીશું ?

## પદ ૧૧ મું.

નિરગુણ નામ લ્યો નર નારી રે, આ અવસર બલિહારી રે. ટેક.
હરિનામ સમાન આરાધો રે, નિરંતર સાધન સાધો રે;
એહી અંતરકી ગત જાનો રે, કહું આદ્ય અંતકી માનો રે. નિરગુણ૦ ૧
સમજી લો સાન બતાઈ રે, દુજી છોડોને સબ ચતુરાઈ રે;
ચતુરાઈ તો મનકી ભાઈ રે, કહું નિરગુનકી સમુઝાઇ રે. " ૨
નામ નિરગુણસે નહિ ન્યારા રે, એકાએકી આપ કિરતારા રે;
મન પવન ન પહોંચે જ્યાંહી રે, વાકી ખોજ કરો ઘટ માંહી રે. " ૩
ઘટ ભીતર કહીએ ન્યારા રે, વાકો રૂપ અલક્ષ્ય અપારા રે;
આપે આપ તે અલક્ષ્ય લખાયા રે, તબ પાર અગમકા પાયા રે. " ૪
મન ઉલટ નિરંતર આયા રે, છાંડી બસતી ને જંગલ બસાયા રે;
જંગલમેં તો ભય કચ્છુ નાહિ રે, કહે નીરાંત બસવો ત્યાંહિ રે. " ૫

## પદ ૧૨ મું.

ઓ ઉદ્ધવજી, પ્રાણપતિ પ્રત્યે રે અરજી અમારી;
જઇને કહેજો, તમ ટાળી તલખે રે બ્રીજની નારી. ટેક. ૧
કુબજાની સંગે મન મોહ્યું, ફરી પાછું ગોકુળ નવ જોયું;
અમો પ્રીત કરીને પણ ખોયું, ઓ ઉદ્ધવજી. ૨
સુખસજ્જા સ્વામીનું રમણું, જાગ્યાથી જ્યમ વીતે શમણું;
ત્યમ ત્યમ છે વ્રેહનું જોર ઘણું, ઓ ઉદ્ધવજી. ૩
વા'લા વિના ઘડી તે દિન થાયે, કહો દિવસ કઇ પેરે જાયે;
એ દુઃખે અમો નહિ જીવાયે, ઓ ઉદ્ધવજી. ૪
પિંડ પડશે આરત એવી છે, અમ સાથે તાણી તેવી છે;
પ્રીત મીન નીરના જેવી છે, ઓ ઉદ્ધવજી. ૫

મરજાદા મૂકીને કહીએ, મોહનજી મહુ ઘાણાં થઇએ;
દુઃખ દારૂણને અમો કયમ સહીએ. ઓ ઉદ્ધવજી. ૬
સ્વામી નીરાંતના પ્રત્યે કહેજો, અબળાની અરજી માની લેજો;
એક વાર અમને દરશન દેજો, ઓ ઉદ્ધવજી. ૭

## પદ ૧૩ મું.

### રાગ શારંગની દેશી.

નરદેહ ધરી સુકૃત કાંઈ નવ કીધું રે, પ્રભુને નવ લહ્યા;
તે જન જાણો નિશ્ચે નિરખ્યા, નીચી યોનિમાં ગયા. ટેક. ૧
અતિ દંભ ગર્વ અભિમાન ઘણું, મન મોટમ ધણીને નહિ નમણું;
તે જન કુળ પામ્યા ગજાહિતણું. નરદેહ૦ ૨
કરે કરમ પશુ જન જીવ હણે, જીભસ્વાદે દોષ કંઈ નવ ગણે;
તે જન કુળ પામ્યા કાગતણે. નરદેહ૦ ૩
અતિ છળવિદ્યા લંપટ વાણી, પરધન પરદારા નજર ઠાણી;
તે જનકુળ સુવર થયા જાણી. નરદેહ૦ ૪
હુંપદને બુદ્ધિવાન થયો, શિર કુળ કુટુંબનો ભાર વહયો;
તે જન કુળ ખર મરજાદ ભયો. નરદેહ૦ ૫
એ કરમગતિ કરણી કાચી, ગાફલ નર સમજી કર સાચી;
જન નીરાંત કહે જુગતે જાચી. નરદેહ૦ ૬

## પદ ૧૪ મું.

### રાગ શારંગની દેશી.

અજ્ઞાની જીવ, નીર ઊષણું પીતાં પ્યાસ ન ભાગે;
મૂઢ મન વિચાર, અમૂલક અવસર વણસે વાર ન લાગે. ટેક. ૧

---

૨ ગજાહિ—હાથી અને સર્પ. ૩ જીભસ્વાદે— જીભના સ્વાદથી.
૪ ઠાણી–સ્થિર કરી.
૧ ઊષણું—ગરમ.

તું તો પરદારા શું પ્રીત કરે, તેમાં તત્વ તારો તોલ હરે;
તું તો અજાણ અંધો થઇને ફરે. અજ્ઞાની જીવ૦ ૨
તારૂં ડાહાપણ સઘળું ક્યાંહી ગયું, તારૂં છળ વિદ્યામાં ચિત્ત રહ્યું;
તેં તો લાભ વિનાનું લક્ષણ ગ્રહ્યું. અજ્ઞાની જીવ૦ ૩
તું તો પૂર્વે પુણ્ય કમાયો છે, તેણે મનુષ્યા પદવી પાયો છે;
જો જાગી શું ભરમાયો છે. અજ્ઞાની. જીવ૦ ૪
આ તન પલકમાં પલટાશે, તારૂં વા'લું સહુ નિર્બળ થાશે;
તે વેળા વ્હારે કોણ ધાશે. અજ્ઞાની જીવ૦ ૫
અવસર આવ્યો છે હરિ ભજવા, હવે વિષય ભોગ મનથી તજવા;
જન નીરાંત કહે સત્યમત સજવા. અજ્ઞાની જીવ૦ ૬

## પદ ૧૫ મું.

### રાગ આશાવરી.

રામરસ પીવે સો જન પૂરા, શતમે કોઈ એક શૂરા. ટેક૦ ૧
રામરસ ને પ્રેમ પિયાલા, પાકા પાત્ર ના ફૂટે;
આપ પીએ ઔરનકુ પીલાવે, તલભર તામેં નવ ખૂટે. રામરસ૦ ૨
રસ મતવાલા રૂપ બખાણું, મગન રહે મન માંહી;
ત્યાગી તનકી શુદ્ધ બિસારી, છાક ચઢી ભય નાહીં. રામરસ૦ ૩
ગગન ગુફામે ચોગાન ગિયાનકા, આપ રહે એકિલા;
અન્ય દેવ વાકે દિલ નાહીં, નહિ ગુરૂ નહિ ચેલા. રામરસ૦ ૪
અનંત કલા વા તનકે માંહી, ઉલટ સમે સંસારા;
નીરાંતદાસ દેખ્યા તા માંહી, તિન લોકસેં ન્યારા. રામરસ૦ ૫

---

૩ છાક—મદ. ૪ ગગન ઈ૦—હૃદય રૂપી ગગન ગુફામાં જ્ઞાન રૂપી ચોગાન છે તેમાં આત્મા રૂપી સંત એકલા વસે છે.

૫ વા—તે. ઉલટ ઈ૦—સંસાર તેને વિષે ઉલટીને (દૃશ્ય થઇને શમી જાય છે). ૫ તામાંહી-જ્ઞાનના ચોગાનમાં. ન્યારા-જૂદા-પરમેશ્વર.

## પદ ૧૬ મું.

### રાગ પ્રભાત.

ફોગટ ફંદ સંસાર સમજી રહો;
ના લહો નાથ મન સાથ શોધી. ટેક૦
કોઈ દેવ દેશાં ફરે, તીરથ વ્રત જાગ કરે;
ના ટળે કર્મનો કીચ કોથી. ફોગટ૦
કોઇ મૌનવ્રત ગ્રહી રહે, અસત્ય નવ ઉચરે;
ધર્મ રૂડા કરે વેદ સાખે. ફોગટ૦
તોયે અલ્યા શું થયું, દ્વૈતનું દુઃખ નવ ગયું;
હારદ અળગું રહ્યું, પિંડ પાખે. ફોગટ૦
કોઇ સ્વપ્નમાં નૃપ થયો, રાયનિધ પામી ગયો;
એવું ભ્રમમાં મન તુંય રાખે. ફોગટ૦
પણ જાગવાથી ગઈ રિદ્ધિ, શિરચમર જે ઢળતી;
અલ્યા ત્યારે મુખડું શું દાખે. ફોગટ૦
મન કૃત્ય એવું કરે ઘે'લે, એણી પેરે ભાઇ આણે પેલે;
નવ ટળે ગર્ભનો ઘાણ તેથી. ફોગટ૦
કોઈ સોહં સાધે સદા, તે જાપ માંહે રહે મુદા;
પ્રપંચની પાર રહી પ્રીછ અળગી. ફોગટ૦
માયાનું હાટ વિરાટપદ ના લહ્યું, મારૂં તારૂં કરતાં સર્વ ગયું;
પછે ભુર બુદ્ધિ થઇ ભરમે વળગી. ફોગટ૦
કોઇ આપમત ગ્રહી રહ્યા, વળી સમજી શીતળ થયા;
મૃતવત દાસ થઈ દીન બોલે. ફોગટ૦

---

૭ ઘે'લે-ઘેલું. ૮ મુદા—હર્ષથી. પ્રપંચની-સંસારની. પાર—છેડો. અળગી-દૂર.

એમ અહંકારમાં જ્યારે બુદ્ધિ ભઇ, ઉત્તમ નાથની પ્રીત પડદે રહી;
પછે ભૂતળ ભરમિયાં ભૂત તોલે. ફોકટ૦ ૧૧
ત્રિગુણાતીત અદ્વૈતપદે, આવિયા તે તો જાણો શુદ્ધ હૃદે;
નામ નિશ્ચે થયું ભૂલ ભાગી. ફોગટ૦ ૧૨
એક ધ્યાને સોહંની લે' લાગી, સદ્‌ગુરૂ સેનમાં મોજે માગી;
જ્યારે અજ્ઞાન ઘેનથી જોયું જાગી. ફોગટ૦ ૧૩

## પદ ૧૭ મું.

## રાગ રામગ્રી.

સમજી લે સાર વિચાર, કર્મ વસ્તુનો નિરધાર, ટેક.
બ્રહ્મને ભાળ મન ભૂલ ટાળો, આડમાં અટક ના વટક થા વેગળો;
પાલટી પ્રીછ નિજ નામ નિહાળો. સમજી લે૦ ૧
ચતુર્દશ ભુવન તે એક ભગવંતમાં, ભાઇ જાણજો જોઈ શુદ્ધ મતમાં;
ઇશ્વિર આદ્ય ગુણ રૂપરાજો. સમજી લે૦ ૨
જેમ વૃક્ષમાંહી ફુલ ફળ છે, પાન રહે પેટમાં એવું બળ છે;
પછે અંકુરમાં સહુ સમજો. સમજી લે૦ ૩
પિંડ બ્રહ્માંડ તે પોતમાં પરખવું, જુગતી જોઇ અતિ મન હરખવું;
પોત ના પારખ્યે ભાત ભાળો. સમજી લે૦ ૪
એ જંતુને નવ જડે, સુગમ કોઉ સંતને;
જો સદ્‌ગુરૂ સેનમાં આપ કાળો. સમજી લે૦ ૫
જાગ્રતના જીવનમાં મુક્ત થઇ મા'લવું, અમલની ઓટમાં ખોટ ભાગે;
જ્યમ પારસના પિંડમાં શું હેમ ભાળે. સમજી લે૦ ૬
દૂરથી ખેંચી એ તો કરે છે રૂડું, ભગાડી દે કાટ જેહ હોય ભુંડું;

---

૧ વટક-છટકી જા. પાલટી—પાછો ફરીને.

૪ પોતમાં-કુમાશમાં અર્થાત્ તેના મૂળસ્વરૂપમાં. ૫ જંતુ-પામરજીવ આપ-હુંપણું. ૬ અમલની ઓટ-બ્રહ્માનંદની લેહેર.

વળી પરસતાં રૂપ ટળે લોહ ભાગે. સમજી લે૦ ૭
બ્રહ્મનું રૂપ આકાશ નિહાળ તું, દેખવામાટ નહિ ઘાટ તોલે;
ભાઇ છે કંઈ કારમો એમ બોલે. સમજી લે૦ ૮
જ્ઞાનીના પિંડનો થાપ નહિ આપમે, જૂડી નથી લેઇ જુઓ ખાપમે;
ભાઈ જો આપ ટાળીને આકાશ બોલે. સમજી લે૦ ૯

## પદ ૧૮ મું.

### રાગ ઢળક પ્રભાત.

ન જાનું પ્રિયા કોન બાતપર રાજી; ન જાનું પ્રિયા કોન બાતપર રાજી.
મેં રે અજાની કછું મરમ ના પાઉં, બહોત બનાઇ તેરી બાજી;
બાજીસેં બાજી મીલ ખેલે, ભૂલે હેં પંડિત કાજી. ન જાનું૦ ૧
શિવ સનકાદિક નારદ આદે, ભારે પદ બ્રહ્માજી;
અન્ય ઉપાસીકો કૌન ગીનતહે, બાવન મતમાં બિરાજી. ન જાનું૦ ૨
બાજીકી મેં જાઉં બલિહારી, બાજી ઉપર સબ રાજી;
બાજીગરકું કોઉં ના બૂઝે, એસી અકલ મત છાજી. ન જાનું૦ ૩
બાજીગર કૌન બૂઝાવે, અનમીલે સબ સાજી;
કાળજાળસે તબહી બંચે, સદ્ગુરૂ પાવે અવાજી. ન જાનું૦ ૪
બાજીકુ તજ્યા બુઝયા બાજીગર, સદ્ગુરૂ બૂઝયા નવાજી;
નીરાંત નામ બાજીગર બૂઝો, રહ્યો હે ગગન ધૂન ગાજી. ન જાનું૦ ૫

## પદ ૧૯ મું.

### રાગ પ્રભાત.

સતગુરૂકો સમરન કર લે, ચેત ચેત નર નારી રે;
હરદમ દોરી કાળ હલાવે, પલમે લેગો મારી રે. ટેક. ૧

---

૭ એ--પારસ.-રૂપ ઇ૦--લોહનું રૂપ અને નામ નાશ પામે છે.

## પદ ૨૧ મું.

### રાગ પ્રભાત.

અધર કલામે આસન કરને, રામનામ લહે લાઈ રે;
અન્ય દશા તું અલગી કરને, ભૂલ ગયા તેં ભાઈ રે. ટેક. ૧
ભણ્યો ઘણું પણ ભેદ ન જાણ્યો, કરણી ઘણી કમાયો રે;
બીજ વૃક્ષની પેરે સર્વ તું, તે પૂરણ નવ પાયો રે. અધર૦ ૨
હંસ બન્યો પણ ન મળે પાસે, ખીર નીર નરવેડો રે;
ગુણ વિના તે ઘે'લો કહીએ, ડાહાપણ દૂર ખશેડો રે. અધર૦ ૩
સ્થૂળ સૂક્ષ્મ ને કારણ કહીએ, મહાકારણને નિરખો રે;
મહાકારણથી અળગું કહીએ, તે પદ પૂરણ પરખો રે. અધર૦ ૪
જાગ્રત અવસ્થા સ્વપ્નાંતર ને, સુષુપ્તિ ને તુરિયા રે;
તુરિયાથી તે અળગું કહીએ, તે વિરલા જન વરિયા રે. અધર૦ ૫
ભણ્યા ગણ્યામાં એ નવ આવે, અનામ વસ્તુ આધી રે;
નીરાંત નામ ગુરૂ તરતારણ, લેહે નિરંતર લાગી રે. અધર૦ ૬

## પદ ૨૨ મું.

### રાગ પ્રભાત.

દેખો રે દુનિયાકા મારગ, જૂઠેકું કહે સચ્ચા રે;
અવાચકકું આદર દેવે, વાચકકું કહે કચ્ચા રે. ટેક. ૧
સાચાથા પણ ઉલટ સમાના, અબ કેસે દિલમાના રે;
સબહિ જગતકું હલા ચલાવે, સોહી ખોજ ના આના રે. દેખો૦ ૨

---

૨ બીજ—બીજ અને વૃક્ષની પેરે સર્વ છે પણ તું તેભેદ પૂર્ણ પણે પાયો (પામ્યો) નહિ.

૧ જૂઠેકુ—જૂઠા સંસારને. અવાચક વાણી રહિત જડ મૂર્તિ. વાચક—વાણીવાળા ગુરૂ આદિક. ૨ સાચા ઇ૦— તું બ્રહ્મ રૂપે સાચો હતો પણ ઉલટી બુદ્ધિ કરીને જીવ રૂપમાં સમાઇ ગયો છે.

એક સ્વતંતર સબ ઘટ પૂરન, આનંદ દેવ કહાં રહેવે રે;
ગુરૂ હમારા સોહી બિરાજે, સાચી હકુમત કહેવે રે. દેખો૦ ૩
બેદ કિતાબાં પઢે નિશદિન, સાચા આપના પાવે રે;
હુઆ દેખતા પણ મારગ ભૂલા, અંધા કિસ બિધ જાવે રે. દેખો૦ ૪
અંધી દુનિયાકુ કહા કહિયે, કાજી પંડિત અંધા રે;
ખરે ખોટેકા નહિ પારખું, પઢે ગનેસે ધંધા રે. દેખો૦ ૫
એક બિના કોઉ ઔર ન દૂજા, અન્ય દેવકું પૂજે રે;
બડી ભૂલકી ગાંઠ પડી, કહે નીરાંત વિરલા બૂઝે રે. દેખો૦ ૬

## પદ ૨૩ મું.

### રાગ પ્રભાત.

ચા સાહેબ સદ્ગુરૂ મિલિયા, મેં'ર કરી તબ મન માન્યા;
રે બડા કૌન ઉનથે કહીએ, પિતા પુત્રપે સમજાના. ટેક. ૧
લટા કર અલખ લખાયા, આપ આપકું ઓલખાના;
કા દૂર કર ડારા, કીના રંકકુ મહારાના. સચા૦ ૨
ગુરૂમુખ કીના, આપ આપકા ઉનમાના;
ડા બનાયા, ફાલ ધેરત નહિ ફુરમાના. સચા૦ ૩
દાકા ન્યાય ચૂકાવે, તખત કહાવે અરસાના;
દીન દુનિયાકા દાતા કહાવે, ખેલ ખલકકા ગઢ ભાના. સચા૦ ૪

---

૧ ઉનથે—એનાથી. આ રે ઈ૦—આ સદ્ગુરૂ એજ મોટા છે. પિતા ઈ૦—જેમ પિતા પુત્રને સમજાવે છે તેમ મનને ઉલટા (પાછું) ફેરવીને જેણે અલખ વસ્તુ (બ્રહ્મ) સમજાવ્યું છે, અને એવી રીતે પોતાનું આપ(પોતાપણું) ઓળખાવ્યું છે.

૩ ચાહવત—ચાહન (?)

૪ અરસાના—અરસ (પરમેશ્વરનું ધામ) નું. ભાના -ભાગ્યો. ખેલ રૂપ ખલકનો ગઢ ભાગ્યો.

સબ ઘટ બાસી બ્રહ્મ બિલાસી, પદ પૂરન હે નિરબાના;
નીરાંત નામ અમલ રસ માતા, સબ કોઇ ચહાવત નહિ છાના. સચ્ચા૦ ૫

## પદ ૨૪ મું.

### રાગ પ્રભાત.

નામ ધણીકો સબસેં નીકો, અનુભવી જન અદકારી હે;
સબ દેવનકો સદ્ગુરૂ દાતા, મંગતા ભેખ ભીખારી હે. ટેક. ૧
મહા મર્મીજન મર્મ ન જાને, નામ લખી ગત ન્યારી હે;
સદ્ગુરૂ સાહેબ દયા કરે તો, પલમે પાર ઉતારી હે. નામ૦ ૨
થાકચે પંડિત થાહ ના પાવે, બૂડી બુદ્ધ બિચારી હે;
જોગી જોગ જુગત બિના હારે, ખુસીપે સબ ખુવારી હે. નામ૦ ૩
બાવન અક્ષર બૂઝત નાહીં, બેદ પુરાન બિચારી હે;
ખટ દરશન મત ખેલ તપસ્યા, કહા બડે આચારી હે. નામ૦ ૪
મુલ્લા કાજી મરમ ના પાવે, હક બિના મત હારી રે;
દોઉ દિનપર સચ્ચા સાહેબ, નામ ધનીપર વારી હે. નામ૦ ૫
નામ ના ચીને સો નર નુગરા, કહા સાધુ સંસારી હે;
નીરાંત નામ અભે અવિનાશી, પાયા પ્રેમ પસારી હે. નામ૦ ૬

## પદ ૨૫ મું.

### રાગ પ્રભાત.

બડે ગુરૂ વાકી જાઉં બલિહારી, કહા સેવકકું સીખલાયા;
પાસ અંધેકી અંધા આયા, અંધા રાહ ચલાયા. ટેક. ૧
બંદા કહાવે છૂરી ચલાવે, એહી કૂલકું ફુરમાયા ?
કિયા કરાયા દોઉં દોજક જાએંગે, હક નામકું ના પાયા. બડે૦ ૨

---

૧ નીકો—સારો. અદકારી—અધિકારી. ૫ દોઉં દિન—હિંદુ અને મુસલમાનનો ધર્મ.

ભગવા કહાવે મુંડ મુડાવે, દિલ અંદર નહિ દરશાયા;
ઓહું સબ સમેં બહે જાત હે, અલખ નામકું ના પાયા. બડે૦ ૩
સંન્યાસી સો સબ કર નાસી, ના ગાયા પદ પરસાયા;
ગઉમંત્રીમે જનમ ગુમાવે, મૂલ સંત્રકા ના પાયા. બડે૦ ૪
જોગી કહાવે જોગ દૃઢાવે, ગગનમંડળમે મઠ છાયા;
જોત ઝાંખકે જનમ ગુમાવે, આપ અલખકું ના પાયા. બડે૦ ૫
જંગમ કહાવે કાન ફ્રાવે, દેવી દેવકું મીલ ચ્યા'યા;
આસ અધૂરી બહે જાત હે, દેવી નામકું ના પાયા. બડે૦ ૬
બ્રહ્મ કહાવે જાનોઉં સોહાવે, ખટકરમ નિત્ય નિરમાયા;
એહી કરમ કર બહે જાત હે, નેહ કરમકું ના પાયા. બડે૦ ૭
જતિ કહાવે સુવાંગ સુહાવે, શીલ ભાવ દાન તપ ભાયા;
ધરમ બખાની બહે જાત હે, નેહે ધરમકું ના પાયા. બડે૦ ૮
ભેખ કુલકા બડા બનાયા, કુલત્રૂટ કો ના કા'યા;
કુલત્રૂટ તો સંતગુરૂ કા'વે, સબ દેખો ઉનકી માયા. બડે૦ ૯
સબ ગુરૂ વાકે શિર સતગુરૂ હે, ઘટ મઠ પટ પરખાયા;
નીરાંત નામ ઇનુકા કહીએ, બિમલ બિમલ બેદું ગાયા. બડે૦૧૦

## પદ ૨૬ મું.

### રાગ પ્રભાત.

રામ નામ તું રાખ્ય હૃદેમાં, કાઢ્ય કલ્પના કાચી રે;

---

૪ ગઉમંત્રીમે—ગાયત્રીમાં. ૬ ફ્રાવે—ફડાવે. દેવી ઇ૦—દેવી દેવને મળવાની ઇચ્છા કરી.

૭ બ્રહ્મ—બ્રાહ્મણ. જાનોઉં—જનોઇ. નેહ કરમકું—નિઃકર્મ (બ્રહ્મ) ને. ૮ નેહે ધરમકુ—ધર્મ રહિત (બ્રહ્મ) ને કે પ્રીતિથી ધર્મને પામેલો નહીં.

૯ કુળત્રૂટ—કુળનું બંધન તોડનાર. ૧૦ બિમળ (વિમલ)-નિર્મળ. બેદું-વેદોએ.

આદ્ય અંત ને મધ્યે બોલે, તે વસ્તુ છે સાચી રે. ટેક. ૧
વિના મૂળનો એ છે વેલો, મન વાણી પર વાધ્યો રે;
અનુભવિયાંના અંતરમાંહી, નેહ નિરંતર બાંધ્યો રે. રામ૦ ૨
વિના પંખનો એ છે પંખી, વિણ ઇંદ્રીનો ભોગી રે;
વિના પિંડનો એ છે પ્રાણી, વિના જોગ સંજોગી રે. રામ૦ ૩
વાણીમાં આવે તે વણસે, નિરવાણી તે સાચું રે;
નામ રૂપને ગુણથી ન્યારૂં, તે જાહેર પદ જાચું રે. રામ૦ ૪
ઉતપત પ્રલ્લે એને નાહીં, આદ અનાદિ એવો રે;
નીરાંત નામ ગુરૂ તર તારન, સદા ઉદ્યોતને સેવો રે. રામ૦ ૫

## પદ ૨૭ મું.

## રાગ પ્રભાત.

સમજી લે મન સૂધી કળા, સદ્દગુરૂ નિજ નામ લખાવે. ટેક૦ ૧
જોગ જગન વ્રત દાન આચરે, અડસઠ તીરથ ફરી આવે;
વનમાં જઇને તપ આરાધે, તોહી ભૂલમે ભરમાવે. સમજી૦ ૨
કષ્ટ કરી કાયાને પીડે, ભૈરવજપ ઝંપલાવે;
ચાર ખાણ ચોરાશી ભટકે, નિરભેપદ નર પાવે. સમજી૦ ૩
નારદ શારદ વ્યાસ વિરંચી, અહિપતિ નિશદિન ધાવે;
ચાર વેદ સરસ્વતી સનકાદિક, અગમ અગાધ બતાવે. સમજી૦ ૪
ઇંગલા પિંગલા સાથે સુષુમ્ણા, ભમર ગુફામાં ભાવે;
તેજ તત્વનો કરે નીવેડો, તોયે અલખતણી લખ નાવે. સમજી૦ ૫
સહુમાં વ્યાપી સહુથી ન્યારો, એવું અગમ જ્ઞાન દર્શાવે;
નીરાંતદાસ સો સતગુરૂ પૂરા, જો જનમ મરન બીસરાવે. સમજી૦ ૬

---

૫ ઉદ્યોત—પ્રકાશ ( રૂપ ).

૩ અહિપતિ–શેષ. ૪ ઇંગલા—ઇડા નાડી. ભમર ગુફા—ભ્રકુટિ સ્થાન રૂપી ગુફા.

મું.

પ્રભાત.

ગ્યાનીજન ગત પાવે;

નામ નામ લખાવે. ટેક. ૧

ક, નામ નિરગુણ કા'વે;

મ હે રે, નામે સબ ધાવે. નામ૦ ૨

વા, અલ્લા ઇસિમ પઢાવે;

રે, કાજી કલમા સુનાવે. નામ૦ ૩

ઉપરે, લલા વાહીકુ લહીએ;

ામકુ, કહો કેસા કહીએ. નામ૦ ૪

## પદ ૨૯ મું.

ઉચ્ચ પ્રભાત.

રામ નામકા પારખું, કહો કેસે પાવે;

હસનકી છત કહાં મીલે રે, બગ બહોત મીલ આવે. રામ૦ ૧

કાજી પંડિત પઢે ઘને, ધ્યાની સબ ધાવે;

સિદ્ધાંતકુ સમજે બિના, કછુ હાથન આવે. રામ૦ ૨

ખટદર્શન મિલી જોગહિ, અજા એક ના પાવે;

ભિન્ન ભિન્ન ભેખી ભયે, ખટ રાહ ચલાવે. રામ૦ ૩

આદ્ય અંત મધ્ય એક હે, દૂજા નહિ દરશાવે;

નીરાંત નિર્મળ નામ હે, ગુરૂદેવ લખાવે. રામ૦ ૪

## પદ ૩૦ મું.

ઉચ્ચ પ્રભાત.

સોહી બેરાગી રામકા, મંછા ઘર લાવે;

---

૨ સિરગુણ–સગુણ. ૩ અજા–માયા. લલા–બ્રહ્મ.

આત્મદેવ નિરંજના, વાકુ ઉલટા જગાવે. ટેક. ૧

મગન હોઈ મનકુ ગ્રહે, સબ ભ્રમ નસાવે;
પાંચેકુ પ્રમોદકે, નિરમળ જશ ગાવે. સોહી૦ ૨

રાજસકા ગુન મેટકે, તિમિર બિસરાવે;
ત્રીજો ગુણ આસન કરે, ચોથે લેહ લાવે. સોહી૦ ૩

અભ્યંતર આસન કરે, નિજ તંત્ર નરતાવે;
કહે નીરાંત પદ સ્પરશીને, પદ માંહી સમાવે. સોહી૦ ૪

## પદ ૩૧ મું.

### રાગ ઉચ્ચપ્રભાત.

સત્ય ચાલો દેશ બ્રહ્મને, સંતો સત્ય ચાલો દેશ બ્રહ્મને,
છોડો જગ વેહેવાર સૂધે મારગ ચાલતાં;
ભાઈ નિંદશે તને સંસાર. સંતો૦ ૧

બાપ દાદા સહુજે ચલે, એ તો મારગ ખોટો;
એવા તમે તો થઈ જજો, જેમાં આવે ન ટોટો. સંતો૦ ૨

કુળ મરજાદાની બદી, એ તો સંતને મેટી;
જેમ સર્વ વ્યસનને મૂકીને, ગોપી જઇ કૃષ્ણને ભેટી. સંતો૦ ૩

પંથ કે પ્રતિમા પાળતાં, મળે નહિ બ્રહ્મ છેટો;
નીરાંત નામ જાણે નિરંજન મળે, દુઃખ સાંસો મેટચો. સંતો૦ ૪

## પદ ૩૨ મું.

### ઉચ્ચ પ્રભાત.

જે રે જાણે છે તે બાવરા, કે'શે ઉમર શી અમારી;

---

૨ પાંચેકુ–પાંચે ઇંદ્રિયોને. ૩ રાજસકા–રજોગુણના. તિમિર–તમોગુણ–અજ્ઞાન. ૩ ત્રીજો ગુણ–સત્વગુણ. ચોથે ઇ૦—ચોથા પદમાં–તુરીયામાં. નિજ ઇ૦—પોતાની ઇચ્છા પ્રમાણે માયાને નરતાવે ( નૃત્ય કરાવે ).

૩ બદી–નિંદા. મેટી–મટીગઇ.

જવાનીમાં એવું થાય છે, (પણ) ખરા ભક્ત બ્રહ્મચારી. જે રે૦ ૧

કોટિ કરો પરમાતમા, દે પર લોક સધારી;

પણ બ્રહ્માનંદ છે અવનવો, નવ જુગાર એ હારી. જે રે૦ ૨

અસંખ્ય બ્રહ્મા થઇ ગયા, શંકરે કીધી સવારી;

દેવલોકની ગણતી નથી, કશી દુનિઆ બિચારી. જે રે૦ ૩

અસંખ્ય વિષ્ણુ થઇ ગયા, દશ કોટિ કા'ના;

સપ્ત કોટિ સરસ્વતી થઈ, મારી પળ એક માના. જે રે૦ ૪

કોટિ બલિ વામન થયા, કૈરવ દળ ભારી;

લંકાપતિ રાવણ ગયા, સો સો લખવારી. જે રે૦ ૬

સતગુરૂ નામ અચળ છે, કહું હું તો પોકારી;

કહે નીરાંત બાપુ સુણો, એવી ઉમર અમારી. જે રે૦ ૭

## પદ ૩૩ મું.

### રાગ કલ્યાણ.

રામ નામ ભજ ભાવ કરીને, મૂકી માન બડાઇ;

વણશી જાતાં વાર ન લાગે, ચેતો ચોંપમાં ભાઈ. ટેક. ૧

કામ ક્રોધ લોભ મોહ મમતા, એહ સબે દુઃખદાઇ;

રામનામકા રેગા ન લાગે, જૂઠો જન્મ ગુમાઇ. રામ૦ ૨

ધન માલ કુળ કુટુંબ કબીલો, જાણો જૂઠી સગાઇ;

અંતકાળ કોઇ રાખી શકે નહિ, સબ દેખત ચલજાઈ. રામ૦ ૩

માન કહ્યા તું મન મત ભૂલે, સાચી કહું સમુઝાઈ;

નીરાંત નામ સદા સુખદાયક, મુઆ ન માને જાઈ. રામ૦ ૪

---

૨ જુગા ઈ૦—એ આનંદ જીતેલા જુગાર જેવો છે. ૪ માના—પ્રમાણમાં.

૨ રેગા—રેખ.

## પદ ૩૪ મું.

### રાગ ચલાઉ.

ધન્ય ભાગ્ય વાંસળી તારાં ભલાં;
પ્રભુની મુખ પદવીને પામીનાર. ટેક. ૧
જપ તપ સાધન સ્વપને નવ મળે;
તું છે તે મૂરત કઠિગામી નાર. ધન્ય૦ ૨
પ્રેમે પાતળીએ કરમાં ગ્રહી;
બોલાવી બોલ દેરે જ્યમ નાર. ધન્ય૦ ૩
સુકૃત શું જાણું તે શાં કર્યાં;
અલૌકિક શ્રીકૃષ્ણ શિર સ્વામી નાર. ધન્ય૦ ૪
નીરાંતના સ્વામીના સંગમાં;
સઘળી પ્રભુ પ્યારી જુગ જામી નાર. ધન્ય૦ ૫

## પદ ૩૫ મું.

### રાગ ચલાઉ.

કૃષ્ણ સરીખો કોઇ નહોતો,
આ કુળમાં કૃષ્ણ સરીખો કોઈ નહોતો;
એના પરાક્રમ તણો કોઇ પાર ના મીછે,
નવ જાયે કોઇનો ધૂત્યો. કૃષ્ણ૦ ૧
સત્તાવીશ દિવસનો પારણે પોઢ્યો,
અને શકટ પડે નવ બીધ્યો;
પય પાન કરાવા પૂતના આવી,
તેનો ધાવતાં પ્રાણ લીધો. કૃષ્ણ૦ ૨
માખણને કાજે ગોળી રે ભાગી,

---

૨ શકટ–ગાડું.

એને બાંધ્યો ઉખળ તાણી;
નવ લખ ગાળિયે હાથ નવ બંધાય,
એવો બાળક વંદાણી. કૃષ્ણ૦ ૩
શરીર શોભાળું એનું મુખડું રૂપાળું,
એને દેખતાં હૃદયા ઠરે છે;
નંદ યશોદાના ભાગ્યનો નહિ આંકો,
તે પુત્ર કહીને ઉચરે છે. કૃષ્ણ૦ ૪
ગોકુળના ગોપ લોક એમ વદે છે,
દેવનો દેવ કોઇ આવ્યો;
દાસ નીરાંતનો સ્વામી શોભાવ્યો,
તે સહુને દિલ ઘણું ભાવ્યો. કૃષ્ણ૦ ૫

પદ ૩૬ મું.

મહાપ્રાણતણા વિશ્રામ, વંકા વનમાળી;
અબળાના આતમરામ, વંકા વનમાળી. ટેક. ૧
હરતાં ફરતાં ધંધો કરતાં, ચિત્ત તમારે ચરણે જી;
અર્ધ ઘડી અળગું નવ ગોઠે, આવો નરખું નયણે જી. વંકા૦ ૨
સુરત સુહાગન સનમુખ ઠાડી, રહી છે નિશદિન ન્યાળી જી;
બીજું તો ભૂધર નવ ભાવે, તંમ સાથે છે તાળી જી. વંકા૦ ૩
વિલંબ ના કરશો વે'લા પધારો, અરસપરસ મન બાધ્યું જી;
એકાંતે ઉભી અલબેલા, અખંડ સાધન સાધ્યું જી. વંકા૦ ૪
શું કહીએ વા'લા આવો, મોહન વર મુને મળીએ જી;
તમો વિજોગે ક્રોહેવન્હિમાં, વણ બાળ્યાં તે બળિયે જી. વંકા૦ ૫
વર વર્યા એક તમને ત્રિકમ, નિર્ગુણ નામ તમારૂં જી;
નીરાંતના સ્વામી વશ કીધું, મન અટક્યું છે મારૂં જી. વંકા૦ ૬

---
૩ ઉખળ–ખાંયણિયો. ગાળિયું—દોરડું. વંદાણી—ચરિત્રવાળો–ધૂર્ત.

## પદ ૩૭ મું.

### રાગ ગરબી.

સજની સાંભળ મારી વાત, કહું છું આજની જો;
ભૂધર ભલા બિરાજ્યા, જોઇ છબી મહારાજની જો. ૧
થાવર જંગમ જોતાં રૂપ, મનડું મોહી રહ્યું જો;
અળગા ઉરથકી નવ થાય, થીરતા ઘર થયું જો. ૨
ઘરમાં વા'લાજીનો વાસ, વા'લે વશી રહ્યા જો;
એવો અખિલ ભુવનમાં એક, ઇચ્છા વર લહ્યા જો. ૩
જોતાં જડમતિનું જોર, ભાગ્યું જ્યારથી જો;
ટળિયું અંધારૂં અજ્ઞાન, પ્રકટ્યા ત્યારથી જો. ૪
હવે હૈડે હરખ ન માય, મંગળ માહરે જો;
ઉઘડ્યાં અનુભવનાં લોચન, ભીતર બાહરે જો. ૫
નિરખ્યા નિરંતર ભગવાન, ભેટી ભાવશું જો;
ઇચ્છા ઉલટ સમી થઇ એક, લહર દરિયાવશું જો. ૬
સુરતા સાંભળ મોરી વાત, મુક્તિ ધામ છે જો;
નીરાંત નિરખો પદ નિરવાણ, આતમરામ છે જો. ૭

## પદ ૩૮ મું.

### રાગ ગરબો.

કહેજો ધન્ય તમોને હરિ ધન્ય છે રે લોલ;
કહેજો આવડાં કઠણ શાં મન છે રે લોલ. ૧
મીન નીર વિના જીવે નહિ રે લોલ;
એવી રીત મીત અમને થઇ રે લોલ. ૨
મોહન મળવાને મન અકળાય છે રે લોલ;
તેણે તન અમારાં ગળાય છે રે લોલ. ૩

સમ ખાઇને કહું છું શ્યામને રે લોલ;
મન વળગી રહ્યાં છે એના નામને રે લોલ. ૪
એના રૂપનાં હૃદેમાં બાણ છે રે લોલ;
તેણે વેધ્યા અમારા પ્રાણ છે રે લોલ. ૫
ઉદ્ધવ શુદ્ધ ગઇ છે શરીરની રે લોલ;
લેહે લાગી છે હળધર વીરની રે લોલ. ૬
ઉદ્ધવ આખું ગોકુળિયું ગામ છે રે લોલ;
વન વા'લા વિના વિશરામ છે રે લોલ. ૭
કે'જો સ્વામી નીરાંતનાને એટલું રે લોલ;
તરત આવે ગોકુળમાં તેટલું રે લોલ. ૮

### પદ ૩૯ મું.

### રાગ ગરબો.

કે'જો કુબ્જા તે કંસની કિંકરી રે લોલ;
રૂપે રૂડી ને કુળવંતી ખરી રે લોલ. ૧
ઉચ્ચ કરણ ઘણી શું વખાણિયે રે લોલ;
ઘશી ચંદન આપતી તે જાણિયે રે લોલ. ૨
તોલ વર્ણના તે તાગો આવે નહિ રે લોલ;
ઉદ્ધવ કે'તાં નથી એટલી કહી રે લોલ. ૩
પુણ્યવંતીનાં પુણ્ય અપાર છે રે લોલ;
તેના સાખી સરવ સંસાર છે રે લોલ. ૪
તેને મોહ્યા છે તન વસુદેવનારે લોલ;
પૂજા વિધિએ કરતી હશે સેવના રે લોલ. ૫
એના ભોજનનો સ્વાદ શું વખાણીએ રે લોલ;

૩ તાગો—પાર—થાહ.

જીવણ જમતા હશે દૂધ પાણીએ રે લોલ. ૬
જરા દુભતી ન હોય દલમાં વળી રે લોલ;
જેવી શોભે તેવી સંગતિ મળી રે લોલ. ૭
કૃષ્ણ કાળાને કુબજા જોડી હળી રે લોલ;
જેમ રમતા જોગીને ધૂણી મળી રે લોલ. ૮
તેને સેજ્જા પલંગનું શું કામ છે રે લોલ;
તે તો જ્યારે વસે ત્યાં વિશ્રામ છે રે લોલ. ૯
એવા સ્વામી નીરાંતનાને જાણજો રે લોલ;
ઉદ્ધવ અબળાની અરજ પ્રમાણજો રે લોલ. ૧૦

## પદ ૪૦ સું.

### રાગ ગરબો

શા સરખું ચોઘડિયું સારે રે;
પ્રભુ પધાર્યા મંદિર મારે રે. ૧
અણતેડ્યા અલબેલોજી આવ્યા રે;
ગુણે ગમતા ગોવિંદ ઘણું ભાવ્યા રે. ૨
હું તો વીલા નહિ મૂકું હાવે રે;
ઘણે દહાડે આવ્યા (છો) મારે દાવે રે. ૩
અમો સરવે સખી ટોળે થઈશું રે;
જીવન જાશો ત્યારે અમો કહીશું રે. ૪
અમને આટલા દિવસ ઘણાં વા'યાં રે;
અમો નિર્લજ નાર કહેવાયાં રે. ૫
અમો લોક કુળની લજ્જા લોપી રે;
ઘેર ઘેર ગવાયાં ગોપી રે. ૬
માટે જીવણ નહિ દઉં જાવા રે;

શિર સાટે અમારા દાવા રે. ૭
હું તો રોકીને રાખીશ ઘરમાં રે;
ઊભી રે'શ અટકી ઉરમાં રે. ૮
ઊભાં અબળા તો આનંદ પામી રે;
ઘરો ઘરમાં નીરાંતનો સ્વામી રે. ૯

### પદ ૪૧ મું.

### રાગ ગરબો.

છબીલાજી છળ વિદ્યા છાંડો રે;
થોથાં ઠાલાં તે શીદને ખાંડો રે. ૧
નથી અમને તે નાથ અજાણ્યા રે;
અમો ઓળખીને અંતરે આણ્યા રે. ૨
હવે વા'વાની વાત ન કરશો રે;
છળ કરીને નવ છેતરશો રે. ૩
અમને વારે વારે નવ વા'શો રે;
પાઇ અમૃત ને વિષ ના પાશો રે. ૪
અમો અબળા છું નિર્બળ નારી રે;
જજો જાઓ તો મોહન મને મારી રે. ૫
તમો જાતાં અમો નથી રહેવાતું રે;
પ્રાણ સાટે છે નેહનું નાતું રે. ૬
મનની જાણે તેને શું કહીએ રે;
વા'લા તું વિજોગ કેમ સહીએ રે. ૭
સદા મળવું સ્વામી સુખ માગું રે;
હોયે અંતર તે કરજો આઘું રે. ૮
ભલે મળિયા નીરાંતનો સ્વામી રે;

સહુ અબળા તે આનંદ પામી રે. ૯

## પદ ૪૨ મું.

### રાગ ધોળ.

ધન્ય ધન્ય મારે દહાડી રે, દરશન હરિવરનું;
હરખ ભરી કન્યા રે, સુખ અલૌકિક નરનું. ૧
અરસ પરસ નહિ અળગાં રે, પિયુ સાથે સજની;
સાધન સઘળું શમતાં રે, રમતાં ગઇ રજની. ૨
અર્ક બ્રહ્મનો ઉગ્યો રે, ચોદશ અજવાળું;
અકળ સ્વરૂપ અનુભવની રે, આંખડીએ નિહાળું. ૩
નિરંતર નર નારી રે, નિશ દિન સંજોગી;
પ્રેમ પલક નવ છાંડુ રે, ભવ ભેના ભોગી. ૪
અનભેપદ અનુભવિયા રે, જન જાણે કોઇ;
દાસ નીરાંત નિર્વાણ રે, પદ પૂરણ સોઇ. ૫

## પદ ૪૩ મું.

### રાગ ધોળ

આદિ બ્રહ્મ નિરવાણી રે, નિરખીને કહીએ;
ઉલટ સુલટ ઘેર આવી રે, નિરંતર રહીએ. ૧
તન મન ધન અરપણની રે, અનહદ સેવા;
જન વરિલો કોઈ જાણે રે, જગતપતિ દેવા. ૨
નામ રૂપ ગુણથી ન્યારૂં રે, દરશન છે દા'ડી;
વારંવાર કરૂં છું રે, દરવાજે ઠાડી. ૩

---

૩ અર્ક-સૂર્ય. ૪ ભવ ભે૦—ભવ ( સંસાર ) રૂપી ભે ( ભય ) ના ભોગ કરી જનારા-ખાઈ જનારા. અર્થાત્ સંસારભયનાશક.
૫ નિર્વાણ-મોક્ષ. ૩ ઠાડી-ઊભી.

શીતળતા શશિવરણા રે, ઘટ ઘટમાં પૂરા;
શિવ સદા સુખદાયક રે, નથી અકળ અધૂરા. ૪
મનુષા ટાણું મોટું રે, જાગીને જોતાં;
અકળ સ્વરૂપ અનુભવિયું રે, ખટપટ સહુ ખોતાં. ૫
અવર પુરૂષની આશા રે, ઉવેખી દીધું;
નૌતમ વસ્તુ ઘરમાં રે, સમજીને લીધું. ૬
લાભ થયો અણલેખું રે, સે'જે સુખ દીધું;
નીરાંત સદ્‌ગુરૂ મળતાં રે, સાધન સમુ સીધું. ૭

## પદ ૪૪ મું.

### રાગ હાલર.

સાધો સાધન શું કરો, જેને મહાધન લાધ્યું;
દ્વૈત દુગ્ધા ટળી ગઇ, નિશ્ચળ મન બાધ્યું. ૧
પૂરણપદ પોતે થયો, તેનું મન ક્યાં લાગે;
રાજકુંવર હસ્તિ ચઢ્યો, તે કોડી શીદ માગે. ૨
મેઘ ના ઇચ્છે નીરને, શશિને શીતલતાઇ;
દિનકરને દીપક કશો, સોને શી શામતાઈ. ૩
પારસમણિ જોતાં જડ્યે, ઉદ્યમ સર્વે વામ્યો;
કૂપ ખોદાવી શું કરે, જળ જાન્હવી પામ્યો. ૪
નવનિધિ નિર્માલ્ય છે, સિદ્ધિ સામું ના પેખે;
ચૌદલોક વૈકુંઠ લગી, સરવે તૃણવત્ લેખે. ૫

---

૬ ઉવેખી દીધી—તજી દીધી.

૧ સાધો ઇ૦—જેને મોક્ષરૂપી ( મોટું ધન ) પ્રાપ્ત થયું છે તેને સાધન સાધો એમ શું કહો છો ? દ્વૈત-માયા અને બ્રહ્મ એવી વસ્તુ.

૩ દિનકર—સૂર્ય. ૪ જાન્હવી-ગંગા. ૫ નિર્માલ્ય—તુચ્છ.

નવધાથી નિર્મળ થયો, પૂરણપદ જોતાં;
દાસ નીરાંત તદ્રૂપ છે, હું તું બેઉ ખોતાં. ૬

## પદ ૪૫ મું.

### રાગ કલ્યાણ.

બાજીગરકા બડા તમાસા, સબ દેખનકુ આઇ;
બાજીગરકુ કોઈ ના દેખે, ચિત્ત બાજીસે આઈ. બાજી૦ ૧
ખેલ ખેલનકા ખૂબ બન્યા હે, અચરત બરની ન જાઇ;
નર નારી કોઉ નજર ન ચૂકે, ખુસીપે માન પાતી આઈ. બાજી૦ ૨
સાચી ને સાચી જૂઠી હે, એસી જુગત બનાઈ;
તીન લોક માંહી એહી તમાસા, રાંક રાવ રીઝાઈ. બાજી૦ ૩
ખેલ ખૂબમાં દુનિયા ખુશી, એસી ખેલ ખીલાઈ;
તે તો સબહી જૂઠા જાનો, જાનત જગ ભરમાઈ. બાજી૦ ૪
તીન દેવ આદે સહુ દુનિયા, એ સબ બાજી બનાઈ;
બાજી સે સબકા મન માના, બાજીગર ના પાઈ. બાજી૦ ૫
જડ ચૈતન્યકા એસા ખેલા, અટૂટ ચાલ ચલાઇ;
નીરાંત નામ બાજીગર ન્યારા, બાહેર ભીતર પાઇ. બાજી૦ ૬

## પદ ૪૬ મું.

### રાગ કેદારો.

જોને આપ વિચારી તું વારૂં રે, ભોળા મન કયમ ભૂલે;
તારે ઓથે હરિ ઓળવાયા રે, ફૂલ વાણ શું ફૂલે. ટેક ૧

---

૬ નવધા—નવ પ્રકારની ભક્તિ.

૧ ચિત્ત બા૦—બાજીની સાથે ચિત્ત વળગ્યું છે. ૨ પાતી—પામતી.

૩ સાચી ઇ૦—તે સાચી છે અને જૂઠી પણ છે. ૪ ખીલાઈ—ખીલાઓ છે. ૫ પાઇ—શોધ ના પાઈ.

૧ ઓળવાયા—છુપાયા.

ક્યાંથી રે આવ્યો ને ક્યાં રે જવાનું તારે, ખોળ્ય ખરૂં છે કહીએ રે;
દ્વૈતપણામાં મહાદુઃખ પામ્યો, હારદ વિચારી જોને હઇયે રે. ભોળા૦ ૨
ભણ્યો ને ગણ્યો રે મનમાં થયો મોટો, વાણીમાં વેધાયો રે;
વારતાનું વડપણ નવ છૂટે, આશાને પાશે બંધાયો રે. ભોળા૦ ૩
આજ ગઇને આવી કાલ કહેતાં, વરસ ગયાં સહુ વીતી રે;
સો વરષે સંતાપ ન છૂટ્યો, હારી ગયો બાજી જીતી રે. ભોળા૦ ૪
સો વાર તને શું સમજાવું, જોને સંસારમાં શું છે તારૂં રે;
ચાંદો ત્યાં સુધી ચાંદરણું, અંતે છે અંધારૂં રે. ભોળા૦ ૫
મન કર્મ વચને માની લેજો, નર નારીને કહિયે રે;
નીરાંત નરભે નામ હરિનું, ગુરૂ પ્રતાપે ગ્રહિયે રે. ભોળા૦ ૬

## પદ ૪૭ મું.

### રાગ ધોળ.

લોક હસારત થાય છે;
રીતે પ્રીતે પ્રીતમ પળજો લાલ. ટેક. ૧
ઓળવાયો નહિ ચાલે અધ ઘડી;
માટે મોહન આવી મળજો લાલ. લોક હસારત૦ ૨
સૂનું તમો વિના સંસારમાં;
અન્યો અન્ય અઢળક ઢળજો લાલ. લોક હસારત૦ ૩
ગદ ગદ કંઠે કહું છું કરગરી;
વિઠલ વા'રે વળજો લાલ. લોક હસારત૦ ૪
વિજોગ સંકટ સહેવાતું નથી;
નીરાંતના સ્વામી સાંભળજો લાલ. લોક હસારત૦ ૫

---

૩ વડપણ—મોટાઇ. વાતો કરવાની તારી મોટાઈ છૂટતી નથી.
૩ અઢળક ઢાળે ઢળજો—પ્રેમ રાખવામાં અતિ ઉદાર થજો.

## પદ ૪૮ મું.

### રાગ ધોળ

હરિજન હોયે તે હરિને લહે;
પ્રભુ છે અકળગતિના સ્વામી લાલ. હરિજન૦ ૧
કોઇ ના જાણે પ્રપંચમાં;
ઉદ બુંદ ઠાણી થયા બોહો નામ લાલ. હરિજન૦ ૨
જગતની જૂઠી બાજી જોઇને;
માયાવણ રહ્યા મોહ પામી લાલ. હરિજન૦ ૩
આશા તૃષ્ણામાં તન તાણિયું;
કાળે કૂટાયા બહુ કામી લાલ. હરિજન૦ ૪
પ્રેમ પર સેવાને સેવતા;
ભ્રમે ભૂલ્યા અંતરજામી લાલ. હરિજન૦ ૫
આત્મજ્ઞાની સત્ય સંસારમાં;
નિર્વાણ નીરાંતના વિશ્રામી લાલ. હરિજન૦ ૬

## પદ ૪૯ મું.

### રાગ ચાલ હંસની.

પંથનો પાર ન આવે;
ભજન વિના પંથનો પાર ન આવે. ટેક૦ ૧
લખ ચોરાશીનો પંથ છે પૂરો,
ચાર ખાણ ફરતો ફેરાવે;
જનમ મરણ જીવ જાળમાં બંધાયો,
તે હરિ વિના કોણ છોડાવે. ભજન૦ ૨

---

૨ ઉદ બુંદ ઇ૦—પાણીના એક બુંદને ઠેકાણે તમે અનેક નામવાળા થયા છો. ૫ પર સેવાને—પારકી ચાકરીને.

અલ્પ આવરદા ને કાળને આધીન,
દુઃખના દેહ ધરાવે;
કીટ પતંગ ને શ્વાન બિડાલ ખર,
અગણિત કોણ ગણાવે. ભજન૦ ૩
ધરતી ને આભ વચ્ચે ( એનો ) કોઇ ના મળે,
બાપડો કોણ બોલાવે;
દુઃખનો રે અંત કોઈ આણી શકે નહિ,
મૃત્યુથી કોણ મૂકાવે. ભજન૦ ૪
મનુષ્યા દેહનો રે મહિમા છે મોટો,
સર્વથી ઉંચ કહાવે;
મનુષ્ય થયો ને હરિનામ ના જાણ્યું,
અંધ અહિ મણિને ગમાવે. ભજન૦ ૫
હરિના ભજન વિના છેક થયો હીણો,
ને શાણપદ કોઈ ના સરાવે;
નીરાંત સદ્ગુરૂ ના મળ્યા જેને,
તો [ એવા ] નુગરાને કોણ નભાવે. ભજન૦

## સાતવાર.

### આદિતવાર.

આદિતે અદ્વૈત બ્રહ્મનો, કોઈ ના પામે પાર;
શેષ સહસ્ર રસના રટે, નિશદિન નામ ઑંકાર.
ગતિ ગોવિંદની અકળિત છે, નિરગમ બધો સંસાર;
સાચી સદ્ગુરૂની સાધના, બીજું આળપંપાળ.

---

૩ બિડાલ-બિલાડો. ૫ અંધ ઇ૦—આંધળો સાપ મણિને ગુમાવે
૬ સરાવે-વખાણે.

મૂકી મર્જન મનનું કરો, આતમદૃષ્ટે નિહાળ. સાચી૦ ૧

સોમવાર.

સો મતિ તે સમ રૂપ છે, જેવી હીરાની ખાણ;
છોટા મોટા મૂલ જુજવું, જે જે મત તે હરિ જાણ.
અનુભવે નિરંતર ઓળખો, રાખો સત મતનો પંથ;
ધારણ નામ સહુ રૂપની, નીર્વાણરૂપ આધ અંત. સાચી૦ ૨

મંગળવાર.

મંગળ વર તો વરવે કશું, વરતાં રાધાવર એક;
સખી સહુ વામી ત્યાં વેદના, ટળી હુતી તનની રે. ટેક.
પાવક કાષ્ટનું પારખું, પ્રગટી પોતાને ખાય;
એવી કાયાની રીત છે, જાગ્યે જનમ ન થાય. સાચી૦ ૩

બુધવાર.

બુધ બાવન અક્ષરની, તારો નિરાધાર;
સમી સમજણને ઘેર છે, ભૂતળ બ્રહ્મ અહંકાર.
સાધન સેવા શરીરમાં, અંતર અગમનું ટાળ;
પંચ તત્વનું પૂતળું, રમતાં રામ નિહાળ. સાચી૦ ૪

ગુરૂવાર.

ગુરૂગમ વિના ગુરૂ નહિ મળે, પઢીએ વેદ પુરાણ;
જપ તપ તીરથ વ્રત કરો, (પણ) નહિ પાવે પદ નિરવાણ.

---

૧ આદિ ઇ૦--સર્વથી આદિ એવા અદ્વૈત બ્રહ્મનો કોઇ પાર પામે નહિ. નિર્ગમ—ગમવિનાનો. મર્જન—શોધન.

૨ સો ઇ૦—સો (તે—બ્રહ્મરૂપ) મતિ (બુદ્ધિ) તે સમાન રૂપ છે.

૩ મંગળ—મંગળરૂપ. જાગ્યે—જ્ઞાન પામ્યે. ૪ બુધ—બુદ્ધિ. તારો—તારનારો. સમી—સાચી.

મુક્તિ મારગ તો બ્રહ્મ છે, સાચા સદ્‌ગુરૂની પાસ;
બીજાં સાધન કોટિક છે, તેણે નહિ ટળે ગર્ભવાસ. સાચી૦ ૫

શુક્રવાર.

સુકરત ઊગે સંસારમાં, જુગતે જપીએ હરિનામ;
પુણ્ય પરમારથમાં લાભ છે, ત્રીજો તદ્વત્ નહિ ઠામ.
નાવ સ્વરૂપી હરિનામ છે, શૂરા પૂરાનો દેવ;
વિકાર વાણીથી વેગળો, સમજી કરીએ પર સેવ. સાચી૦ ૬

શનિવાર.

શૂન્યશિખરમાં સ્વામી રહ્યા, પૂરણ પોતે પરબ્રહ્મ;
અકળ લીલા સંસારમાં, કરતવ્ય એમાં સહુ કર્મ.
અનુભવિયા જનને વિચારવું, લેવો મનુષ્યાનો લા'વ;
અવસર આવો અમૂલ્ય છે, જો જીત્યો હારતા દાવ.
સાતવારની કેણી કથી, સંતો રેણીમાં રામ;
રેણી કેણી કબૂલ છે, નીરાંત નિરંતર નામ. સાચી૦ ૭

બારમાસ.

આષાઢ માસ.

સખી આવ્યો રે માસ આષાઢ ગગનમાં ગાજે રે;
સખી ચોદશ ચમકે વીજ, અંતર દાઝે રે. ૧
સહુ વેલા વેલીને રે વન, લીલમ લળિયાં રે;
મારા વા'લાતણો વિજોગ, વ્રેહેમાં બળિયાં રે. ૨
જે હોય સોહાગણ નાર, કંથ વિજોગી રે;
તેનું તન તપે દિન રાત, વ્રેહેમાં રોગી રે. ૩

---

૭ મનુષ્યાનો—મનુષ્યપણાનો.

એમ કરી સર્વને ત્યાગ, તમને વંદુ રે;
નીરાંત કહે મહારાજ, સુખના સિંધુ રે. ૪

## પૌષ માસ.

સખી પોસે પરણે નાર, પિયુને પિયારી રે;
તેને દૂર કરનારો દોષ, જુઓ વિચારી રે. ૧
મેં તો આજ લગી અવતાર, એળે ખોયો રે;
હું તો ભૂલી રે ભીંત નિશાન, બ્રહ્મ વગોયો રે. ૨
મેં તો બાંધી અવરની આશ, રહેતી રંગે રે;
તે પ્રીતે પ્રગટ્યા નાથ, સાચા સંગે રે. ૩
છે સંગી સરવ આધાર, હું મતિ હારી રે;
નીરાંત કહે મહારાજ, મંગળકારી રે. ૪

## માઘ માસ.

સખી મહા મહિનાનો મર્મ, કોઇ ના જાણે રે;
મારૂં વ્રેહે બાળે છે તન, મોહ રસ આણે રે. ૧
હું તો વ્રેહેભરી વિજોગે, સેજે સૂતી રે;
નિરાશી થઇને નાથ, ગયો મને ધૂતી રે. ૨
હું તો વા'લા વિના ભવ માંહી, અવર ના દેખું રે;
એનાં વર્ણવ કર્યાં નવ જાય, લાલની લેખું રે. ૩
અણલેખ્યાના આ સોર, દુરમતિ ચાલી રે;
નીરાંત કહે મહારાજ, રહે ના ઝાલી રે. ૪

## ફાલ્ગુન માસ.

સખી ફાગણ ફૂલ્યો સાર, જુગમાં જોયો રે;
બહુ શોભાતણો નહિ પાર, બ્રહ્મ અતિ સોહ્યો રે. ૧

---

૨ ભીંત-ભીંત સરખી જડ.

સહુ ખેલે નરને નાર, અહંકૃત હોરી રે;
પહેરીને આભ્રણ અંગ, સબળી ચોળી રે. ૨
તેને શરીરે રજ અપાર, ડાઘા પડિયા રે;
મેં તો હસ્તે જોયા દોષ, જન બહુ નડિયા રે. ૩
મને રમવાનો નહિ ભાવ, એવું જાણી રે;
નીરાંત કહે મહારાજ, રડવું રાણી રે. ૪

## ચૈત્ર માસ.

સખી ચૈતર તૃષ્ણા તોલ, ભવમાં ભારી રે;
એને કોઇ રે શકે ના મેટ, અપરમપારી રે. ૧
શિવ વિરંચી ને શેષ, સરખા સોસંતા રે;
ધાતા સરવે જ્યાં પરિપૂર્ણ, આપ વસંતા રે. ૨
સંતો શી રે સમજણ સાર, હરિવર નિહાળો રે;
પધારો મારે ઘેર, તૃષ્ણા ટાળો રે. ૩
હાવે ફોગટ કરવા ફંદ, ગાવું હાવું રે;
નીરાંત કહે મહારાજ, પૂરણ કા'વું રે. ૪

## વૈશાખ માસ.

સખી વૈશાખે જોતાં વાટ, પેહેલી પ્રીતે રે;
હાવે ભલો બન્યો છે ઠાઠ, ઘરની રીતે રે. ૧
ઘણું જપ તપ ને સંન્યાસ, પવિત્રાઇ પાળે રે;
સહુ સાધન જોગ સુખ દેવ, ઘરને ગારે રે. ૨
ઘણું ઘરગાશનું સુખ, સહુ સાધનમાં રે;
ચાર વર્ણ આશ્રમથી દૂર, તત્વ તનમાં રે. ૩

---

૨ અહંકૃત—અહંકારરૂપ.

૧ મેટ—મટાડી. ૨ સોસંતા—સહન કરતા.

એમ કરી સર્વને ત્યાગ, તમને વંદુ રે;
નીરાંત કહે મહારાજ, સુખના સિંધુ રે. ૪

### પોષ માસ.

સખી પોસે પરણે નાર, પિયુને પિયારી રે;
તેને દૂર કરનારો દોષ, જુઓ વિચારી રે. ૧
મેં તો આજ લગી અવતાર, એળે ખોયો રે;
હું તો ભૂલી રે ભીંત નિશાન, બ્રહ્મ વગોયો રે. ૨
મેં તો બાંધી અવરની આશ, રહેતી રંગે રે;
તે પ્રીતે પ્રગટ્યા નાથ, સાચા સંગે રે. ૩
છે સંગી સરવ આધાર, હું મતિ હારી રે;
નીરાંત કહે મહારાજ, મંગળકારી રે. ૪

### માઘ માસ.

સખી મહા મહિનાનો મર્મ, કોઇ ના જાણે રે;
મારૂં ન્રેહે બાળે છે તન, મોહ રસ આણે રે. ૧
હું તો ન્રેહેભરી વિજોગે, સેજે સૂતી રે;
નિરાશી થઇને નાથ, ગયો મને ધૂતી રે. ૨
હું તો વા'લા વિના ભવ માંહી, અવર ના દેખું રે;
એનાં વર્ણવ કર્યાં નવ જાય, લાલની લેખું રે. ૩
અણલેખ્યાના આ સોર, દુરમતિ ચાલી રે;
નીરાંત કહે મહારાજ, રહે ના ઝાલી રે. ૪

### ફાલ્ગુન માસ.

સખી ફાગણ ફૂલ્યો સાર, જુગમાં જોયો રે;
બહુ શોભાતણો નહિ પાર, બ્રહ્મ અતિ સોહ્યો રે. ૧

---

૨ ભીંત–ભીંત સરખી જડ.

મન મેવાસી બડા, પકડ કર પાસ મગાયા;
પકડ ગયે પ્રધાન, અમલ ઉનકા ઊઠાયા;
તબ ત્યાં બેઠે આપ, દિલકી ફરી દુવાઇ;
સીતલ દેખ સુભાવ, પ્રજા બહો આનંદ પાઈ;
આપ હુકમ કે બિના, સકે નહિ કોઈ હાલે;
નિ:કંટકો રાજ્ય, પ્રસિદ્ધ નવ ખંડે ચાલે;
જરા મરણ જમ કાલ, નહિ મહાપદ મહારાજા;
સર્વ પખામાં શૂર સંત, સાહેબકી માઝા;
સાહેબકો સાહેબ નહિ, સંત સાહેબ પરમાન;
નીરાંત હરિજન સો લહે, અવર શું લહે અજાણ.
અવર શું લહે અજાણ, સંતનો મહિમા મોટો;
આતમ સરવ સમાન, નહિ છોટો નહિ મોટો;
ઘટ ઘટ પરચો રામ, તણો હૃદિયામાં લાધ્યો;
બીજો ભાગ્યો ભ્રમ, સ્નેહ નિરંતર બાધ્યો;
જપ તપ સાધન કર્મ, વિધિ અવિદ્યા નહોતાં;
પૂરણ ઉપડી પ્રીત, અલખ નિરંતર જોતાં;
સદ્ગુરૂ શબ્દ પ્રમાણ, સોઇ પદ પુરૂષ અનાદિ;
મહાદેવનકો દેવ, અવર કોઇ નહિ સમવાદી;
શૂન્યશિખરકી માંહી, અલખ કોઉ ઓર ન દૂજા;
જાપી અજપા જાપ, પૂરન પરમેશ્વર પૂજા;
સદ્ગુરૂ વાંકો દેશ, અવર કોઉ સકે ન જાઇ;
જાવે સદ્ગુરૂ કોઇ, આપકી આપ સુનાઇ;
ઉલટ શમે ગુરૂદેવજી, પલકા પછમ પ્રિયાના;

જેને કાજે દમે અતિ દેહ, તે ફળ પામી રે;
નીરાંત કહે મહારાજ, અંતરજામી રે. ૪

## જ્યેષ્ઠ માસ.

સખી જેઠે ઠેઠે ઠામ, કરીએ ઠાવો રે;
છે ઠરજો ઠીક નિદાન, ઉલટ સમાવો રે. ૧
કરી ચંદ્ર સૂરજને એક, વિવેક વિચારો રે;
સહુ સંતોતણો વિશ્રામ, દશમો દ્વારો રે. ૨
ત્યાં જઇને વસીએ વાસ, હરિને શરણે રે;
દુર્મતિ છાંડી છેક, નિર્મળ નયણે રે. ૩
એ તો સદ્‌ગુરૂની સાન, સહુથી ન્યારી રે;
નીરાંત કહે મહારાજ, ગુરૂ ઉપકારી રે. ૪
સખી વરસ એકના માસ, બાર વિચારો રે;
છે ગુરૂગમનો વિસ્તાર, સમજુ ધારો રે. ૫
દેહ મનુષ્યતણો અવતાર, જેને આવ્યો રે;
બલિહારી વારંવાર, અલખ લખાવ્યો રે. ૬
જે શીખે સાંભળે સાર, સમજી ગાશે રે;
તેનું કુળ કુટુંબ પરિવાર, પાવન થાશે રે. ૭
હરિ ગુરૂ સંતોનો ઉપકાર, અમૃત ધારે રે;
નીરાંત કહે મહારાજ, પિયુ જાન પિયારો રે.

## કુંડળિયા.

ટળે ને અટળે ઇમાન, સંત સુબા સિર બંકા;
લિયા અગમગઢ ઘેર, જીતકા બાજા ડંકા;

---

૧ ઠાવો–નિશ્ચિત. ૨ કરી ઈ૦—ચંદ્ર સૂર્યને (ઈડા પિંગળાને) એક કરીને (સુષુમ્ણા વાટે વેહેવરાવીને). દશમો દુવારો–બ્રહ્મરંધ્ર.

નામે નિર્મળ નામ લહ્યુ, પૂરણ ગુરૂએ સત્ય કહ્યું;
જ્ઞાને અંતર પડળ ગયું રે, મનુષા અવસર છે રૂડો. ૧૦
દશમે દશધા લહીએ, શરણે સદ્દગુરૂને રહીએ;
સમજણ શબ્દતણી ગ્રહીએ રે, મનુષા અવસર છે રૂડો. ૧૧
એકાદશી અનભે છે વાણી, જુગતી જન વિરલે જાણી;
મુક્તિ મરજીવે માણી રે, મનુષા અવસર છે રૂડો. ૧૨
દ્વાદશીએ દરશનઘણું, પ્રગટ્યું પંચ મહાભૂતતણું;
નિરખું રૂપ અકળપણું રે, મનુષા અવસર છે રૂડો. ૧૩
તેરશે તે જોઉં રે જાગી, નિદ્રા ત્રિગુણની ત્યાગી;
મહાલખ મહુરતની લાગી રે, મનુષા અવસર છે રૂડો. ૧૪
ચૌદશે ચિત્ત રહ્યું મોહી, જુગતે જીવનને જોઈ;
ભૂતળ બ્રહ્મ રહ્યો સોઈ રે, મનુષા અવસર છે રૂડો. ૧૫
પુનમે પૂરણ ધન પામ્યો, દોહલ દુગ્ધા દુર્મતિ વામ્યો;
આતમા અટલ થઈ જામ્યો રે, મનુષા અવસર છે રૂડો. ૧૬
તિથિ શીખે સાંભળે ગાશે, કુળ કુટુંબ સહિત પાવન થાશે;
નીરાંત મુખ વાણી ભાસે રે, મનુષા અવસર છે રૂડો. ૧૭

## પદ ૫૦ મું.

### રાગ ધનાશ્રી.

રામ સમર મન મેરા, અબ તું રામ સમર મન મેરા;
એક દિન અંતે ઊઠ ચલેગો, કોઈ નહિ સાથી તેરા રે. અબ૦ ૧
અવસર આવો બહુ નહિ આવે, સમજી સમજીને સવેરા;
પંડ પલકમાં પલટ જાયગો, જંગલ હોયગા ડેરા રે. અબ૦ ૨

---

૧૧ દશધા—દશ પ્રકારની ભક્તિ. ૧૬ દોહલ-કષ્ટ—નિર્ધનપણું.
૨ સવેરા—સવેળા.

નીરાંત નિર્મળ નામ, ગુરૂ હમ જાહેર જાના. ૨

## તિથિઓ.

પરથમ સદ્દગુરૂને પાયે લાગું, લાભ ઘણો થાયે;
જ્ઞાન ગુણ ગુરૂના ગાયે રે, મનુષા અવસર છે રૂડો. ટેક૦ ૧
પડવે પૂરણ પ્રીત કરી, પ્રેમે અતિ આનંદ ઉધરી;
સંગત સંતથકી સધરી રે, મનુષા અવસર છે રૂડો. ૨
બીજે બીજો ભ્રમ ભાગ્યો, એક હરિ રમતાં રંગ લાગ્યો;
ચૈતન્ય જોવાને જાગ્યો રે, મનુષા અવસર છે રૂડો. ૩
ત્રીજે ત્રિભોવનરાયા, જેની બહુ બળ છે માયા;
એવા હરિ ઘટ ભીતર પાયા રે, મનુષા અવસર છે રૂડો. ૪
ચોથે ચારે વેદ ગાવે, નવધા નિત્ય પ્રત્યે ધાવે;
પાર કોઇ વિરલા જન પાવે રે, મનુષા અવસર છે રૂડો. ૫
પાંચમ પાંચ પચીશ સાથે રે, રમવા ખેલ રચ્યો નાથે;
ભૂલ્યો અહંકૃતિની ભાથે રે, મનુષા અવસર છે રૂડો. ૬
છઠે છેક ગયો હારી, રજની અંતર અંધારી;
વંવાયો જૂઠે બહુ વારી રે, મનુષા અવસર છે રૂડો. ૭
સાતમ સદ્દગુરૂને સેવો, સાર ઘણું સમજીને લેવો;
મીઠડો મહાજમનો મેવો રે, મનુષા અવસર છે રૂડો. ૮
આઠમ અટક્યું મન ભમતું, સાધન વિધવિધનું શમતું;
દુઃખડું દૂર થયું દમતું રે, મનુષા અવસર છે રૂડો. ૯

---

૨ ઉલટ ઇ૦—ગુરૂદેવજી ઉલટ માર્ગે જઇને શમે છે; તેમને એવું પછમ ( પશ્ચિમ–ઉલટું ) પ્રિયાના ( પ્રયાણ ) કરવું તે. પલકા ( પળનું ) છે.

૬ ભાથે—ભાતે. ૭ રજની—અજ્ઞાનરૂપી અંધારાની. બહુ વારી —બહુ ફેરા. ૮ મહાજમનો—( મહાયામ ) મધ્યરાત્રીનો. અર્થાત્ એકાંતમાં ધ્યાન કરવા રૂપ.

દરશન કરવું તો ગુરૂ રે દેવનું, ગુરૂથી સહુને તરવું રે. ગુણ૦ ૧
ભજન કરવું તો ગુરૂને ભજવા, ગુરૂનો મહિમા મોટો રે;
વેદ પુરાણ ભાગવત વંદે, નુગરાને કહે ખોટો રે. ગુણ૦ ૨
સેવા કરો તો સદ્‌ગુરૂની, જનમ મરણ દુઃખ ટળશે રે;
જમનું જોર જરા નહિ ચાલે, મનવાંચ્છિત ફળ મળશે રે. ગુણ૦ ૩
પૂજન કરવું તો ગુરૂને પૂજવા, ગુરૂની આણ સહુ માને રે;
ગુરૂથી મોટો કોઈ મળે નહિ, સમજો ગુરૂની સાને રે. ગુણ૦ ૪
તત્વ છે તે તમને કહું છું, સાંભળજો નર નારી રે;
નીરાંત નામ ગુરૂનું લેતાં, અંતે લેશે ઉગારી રે. ગુણ૦ ૫

## પદ ૫૩ મું.

### રાગ ઝુલણા.

મુલ્લાં કાજી દોઉ મિલી બોલો, અદલી આપ કહાવો;
કોન તરેહકા કામ તુમેરા, કેસી અદલ ચલાવો. ૧
શિક્કા અદલકા કીનહુ ન દીના, મોંપે એહી બતાવો;
ભિસ્ત તુમેરા ભલા ભજ્યા હે, વળી મુલ્લા કહેલાવો. ૨
ઇલમ અકલકે બડે કહાવો, સબકુ તુમ સમઝાવો;
મેં મુખસે કહું મુરસદ મેરા, મેહેરમ મોહે બતાવો. ૩
બડી બાત મેં સુની તુમારી, મેં આયા તુમ આગુ;
બડે ઘરાંકા મેં હું માગન, ઘર છોટા નહિ માગું. ૪
બડા બડા તો જો કોઇ કરતા, વાં કોઈ ભૂખા આવે;
બડા બડાકી એહી બડાઇ, ફેર ભૂખા ના જાવે. ૫
પાકી જાત તુમેરી કહાવે, પાકી કલમા પઢતે;

---

૧ અદલી—ન્યાય. ૨ ભિસ્ત—સ્વર્ગ. કહેલાવો—કહેવડાવો. ૩ મુરસદ—ગુરૂ. મેહેરમ—ખુદા.

વેદ પુરાણ સાખ સર્વ બોલે, હરિને ભજે તે ભલેરા;
બીજું કંઇએ કામ ના આવે, સબ સાહેબી ગા બીછેરા. અબ૦ ૩
કોણ સુકૃત મનુષ્ય દેહ પાયો, બહોત ફર્યો તું ફેરા;
હજુ ચેત ભૂલ મત ભાઇ, માથે મરણકા હેરા રે. અબ૦ ૪
જનમ મરણ કર્મ જાળ કટેગી, મિટેગા કાળકા ઘેરા;
નીરાંત નામ ગ્રહે સદ્‌ગુરૂકા, નામે હોયગા નીવેરા રે. અબ૦ ૫

## પદ ૫૧ મું.

### રાગ કેદારો.

વળી વળી વંદુ ગુરૂ ગોવિંદને, લળી લળી પાયે લાગું રે;
મે'ર કરી મારે મંદિર પધાર્યા, મનવાંચ્છિત ફળ માગું રે. વળી૦ ૧
મન ગમતા છો મુજને સ્વામી, સંભવતુ સુખ થાયે રે;
સદાકાળ રહુ શરણ તમારે, ભવનું દુઃખ પળાયે રે. વળી૦ ૨
મનના રે મોટા તેમાં મે'ર ઘણી છે, સુખના સાગર નિરખ્યા રે;
નામ પ્રતાપ તો વર્ણવ્યો ના જાયે, સમર્થ છો વેદ સરખા રે. વળી૦ ૩
ગુરૂ રે મળ્યા તેને ગોવિંદ મળિયા, અરસપરસ એક જાણું રે;
વિખ વિડારણ નામ ગુરૂનું, પૂરણપદ પરમાણું રે. વળી૦ ૪
આઠેપહોર દિવસ ને રજની, વીસરશો નહિ વા'લા રે;
નીરાંત નામ ગુરૂનું નિરખે, તેના રહે ન મનોરથ ઠાલા રે. વળી૦ ૫

## પદ ૫૨ મું.

### રાગ કેદારો.

ગુણ ગાવા તો ગુરૂ રે ગોવિંદના, બીજું સહુ પરહરવું રે;

---

૩ ગા બિછેરા-ગાય અને વાછરડી. ૪ હેરા-જાસૂસ.

બિન દેખેકી બાત તુમારી, કામ તુમેરા કચ્ચા;
રેહેમ બિના સાહેબ નહિ રાજી, બિના રેહેમ કુન સચ્ચા? ૧૭
જીતા જીકુ પટક પછાડો, હરદે રેહેમ ના આવે;
કોન કતાબમાં મોહે બતાવો, હક હલાલી કહાવે. ૧૮
પીડ બિના સો પીર કહાવે, દરદ બિના દરવેસા;
માંમદલી સો મુરીદ કહાવે, રેહેમ બિના કહો કેસા? ૧૯
કાજી કેસી કજા તુમેરી, કોન કતાબમાં કહીએ;
બંદા તો સાહેબકા બોલો, ગલકટી કયું ગહીએ. ૨૦
ગરીબકુ તુમ ગોદા દેતે, બકરી મુરઘી મારો;
જલી તુમારી અદલ ચલાણી, પલમે જી લે ડારો. ૨૧
જાહેર જાનું જેસા ફિરસ્તા, બંદા કેસે કહીએ;
મૂરખકુ ઇતિની ના સૂઝે, હકના જાને હેયે. ૨૨
બેહક બોલો બેહક ચાલો, બેહકકા નહિ પારા;
એહી સબબસે બાલ બચ્ચેકુ, લે દોજકમેં ડારા. ૨૩
જાહેર જાનું જૂલમ તુમેરા, બાતન કોઉ ના બૂઝે;
બેબૂઝીકુ કહા બતાઉં, સચ્ચી બાત ના સૂઝે. ૨૪
જાઇ બાતમે સાહેબ રાજી, સબી બાત સો કરના;
દલ અપનેકુ સાહેદ દેના, પાપહી સબ પરહરના. ૨૫
નેકી બદીસે ન્યારા રહીએ, હક બિચારી હૈયે;
નીરાંત અલ્લા ઇસમ અદલ હે, અસલ અદલ સો કહીએ. ૨૬

---

૧૮ જીતા જીકું—જીવતા જીવને. ૧૯ માંમદલી—મહમદઅલી. મુરીદ—ગુરૂ. ૨૦ ગલકટી ઇ.—બધા જીવ સાહેબના બંદા છે તો ગળા કાપનારને શામાં ગ્રહણ કરવો? ૨૧ જી—જીવ.

નાપાકી સો કૌન કહાવે, ના પાકી સો નડતે. ૬
મુલ્લાં જાતી મોહે બતાવો, કાજી કીનકુ કહીએ;
બાતન જાહેર મોહે બતાવો, દોનું દેખા ચૈએ. ૭
મેરી પૂછી મોહે બતાવો, હમ આયે તુમ શરના;
બાતન જાહેર મોહે બતાવો, એ અંદેશા હરના ૮
બિન બોલા સો બાત ન કહીએ, બોલા જાહેર જાનો;
બોલે બોલાવે મોહે બતાવો, એ અંદેશા જાનો. ૯
અસાજા સબ કીનહુ કીના, સાજા કોન કહાવે;
બાતનકા મુકામ બતાવો, વે ના આવે જાવે. ૧૦
જાહેર ઉસદિન કછુ નહિં થા, તબ બાતનમે કા થા;
વાકા ઇસિમ મોહે બતાવો, તબકા ઇસિમ કા થા. ૧૧
ના થા ના થા ના થા ના થા, બહી કછુ ઓ ના થા;
વાકા મુકામ મોહે બતાવો, વાકા ઇસિમ ક્યાં થા. ૧૨
વા ઇસિમકા આશક મેં હું, વા પઢવેકી પિયાસા;
મેં પૂછું તુમ મુરસદ મેરા, એહી હમારી આસા. ૧૩
જાહેર કછુઓ નહિ થા, અલ્લા ઉસ દિન નહિ થા;
સાહેબ ઉસ દિન નહિ થા, ખુદા બી ઉસ દિન નહિ થા. ૧૪
રબબી ઉસ દિન નહિ થા, માલિક બી ઉસ દિન નહિ થા;
ઓ સબ ઇસમ વાહી સખસકે, જો બાતનમાં જાથા. ૧૫
ઓ બાતનકુ મોહી બતાવો, કાજી કરો બિચારા;
મુલ્લાં બાંગ વાહીકી બોલો, જો સરજે સરજનહારા. ૧૬

---

૬ પાકી–પવિત્ર. કલમા—કુરાનના મંત્ર. ૭ બાતન–વાત–હકીકત—દુનીઆ. ૧૧ કા થા–ક્યાં થા?–શું હતું? વાકા–એનો. ઇસમ--મૂળ પુરૂષ–વસ્તુ. ૧૨ ના થા ઇ૦—જ્યારે કાંઈ નહોતું ત્યારે આ સૃષ્ટિનો મૂળ પુરૂષ ક્યાં હતો? ૧૫ રબ–ખુદા. જાથા—જાયા થા. ૧૬ બિચારા—વિચાર.

આતુર થઇને ચરણે નમતાં, જાગીને જીવણ જોયા રે;
અકળ સ્વરૂપી નવ જાય કળિયા, સભર ભવનમાં સોયા રે. મોરલી૦ ૨
કર્મકાઠ તે સઘળા જળિયા, એક બ્રહ્મ અનુપમ સઘળે રે;
આત્મારામ મેડીએ હુતા, તેડીને લાવી ઘરમે રે. મોરલી૦ ૩
અલખ અમૃતપે મીઠા, ગુણ જોઇને ગઈ છું રે;
દાસની દાસ થઇને ચાલું, હું તો નિરભય નારી થઈ છું રે. મોરલી૦ ૪
નિશદિન સ્વામી સંગે મા'લું, શોકલડી છે ધૂતારી રે;
મારા ઉપર મનડું મોહ્યું, કે'તા કા'ન પુકારી રે. મોરલી૦ ૫
તોયે મારૂં નવ કંઈ ચાલે, સાચાનું જૂઠું થાપે રે;
વારવારે ભૂલાવે ભોળી, કષ્ટ આવ્યું નવ કાપે રે. મોરલી૦ ૬
જોઇ સ્વામી શરાપ આપે, તે દુઃખડું મુને મોટું રે;
કોણ એવું જઇ કહે, નીરાંતનું સુખ નથી ખોટું રે. મોરલી૦ ૭

## પદ ૫૬ મું.

હરિનું ભજન ભૂલશો નાહીં ભાઈ;
કોણ કરમ મનુષ્યાદેહ પાઇ. ટેક. ૧
રતન મળી રંકને હાથ આવ્યું તો,
મૂલ નવ જાણ્યું મૂરખે રે;
કોડીની સાટે જઈ વેચંતો,
બીના હરિ નામકો પરખે રે. હરિનું૦ ૨
કામ ન આવ્યું કાંઈ વેહેવારે રે,
પ્રભુને ન શકયો જાણી રે;
આમ તેમ અથડાયો અમથો,

---

૨ સભર ભ૦-સર્વ લોકમાં ભરપૂરપણે તે વ્યાપ્ત છે. ૫ શોકલડી—(માયારૂપી).

## પદ ૫૪ મું.

### ચાલ હંસની.

રામનામ રીઝનું ગાડું,
ચવટડે રામનામ રીઝનું ગાડું;
વણિક વો'રત કરો લાભ ઘણો છે,
ખરચ્યે ખૂટે નહિ ટાંડું. ચવટડે૦ ૧
સ્નેહ કરીને તમે સાટુ રે મેળવો,
માથે ન રાખશો ભાડું;
બુદ્ધિનું બાનું બીજો ભ્રમ ટાળીને,
એક નિશ્ચયનું બાંધજો નાડું. ચવટડે૦ ૨
વિલંબ ન કરશો એ માલ વો'ર્યાની,
કોને નથી કરવું સપાડું;
જે રે વો'રે તે પોતાના વે'પારને,
હું તો આંધળાને મારગ દેખાડું. ચવટડે૦ ૩
આ રે અવસર છે એ માલ વો'ર્યાનો,
ને વકરા ના વણસાડું;
ભણે નીરાંત હરિનામના વે'પારી રે,
અમો ભૂખ્યાંને ભોજન જમાડું. ચવટડે૦ ૪

## પદ ૫૫ મું.

### ગરબો.

મોરલી મરમની વાગી રે;
સુરત ધરીને સાંભળતાં, તન મનની ભ્રમણા ભાગી રે. ટેક. ૧

---

૧ વો'રત–ખરીદી. ટાંડુ–પોઠ.
૩ વો'ર્યાની–ખરીદ્યાની.

આતુર થઈને ચરણે નમતાં, જાગીને જીવણ જોયા રે;
અકળ સ્વરૂપી નવ જાય કળિયા, સભર ભવનમાં સોયા રે. મોરલી૦ ૨
કર્મકાઠ તે સઘળા જળિયા, એક બ્રહ્મ અનુપમ સઘળે રે;
આત્મારામ મેડીએ હુતા, તેડીને લાવી ઘરમે રે. મોરલી૦ ૩
અલખ અમૃતપે મીઠા, ગુણ જોઇને ગઈ છું રે;
દાસની દાસ થઇને ચાલું, હું તો નિરભય નારી થઈ છું રે. મોરલી૦ ૪
નિશદિન સ્વામી સંગે મા'લું, શોકલડી છે ધૂતારી રે;
મારા ઉપર મનડું મોહ્યું, કે'તા કા'ન પુકારી રે. મોરલી૦ ૫
તોયે મારૂં નવ કંઈ ચાલે, સાચાનું જૂઠું થાપે રે;
વારવારે ભૂલાવે ભોળી, કષ્ટ આવ્યું નવ કાપે રે. મોરલી૦ ૬
જોઇ સ્વામી શરાપ આપે, તે દુઃખડું મુને મોટું રે;
કોણ એવું જઇ કહે, નીરાંતનું સુખ નથી ખોટું રે. મોરલી૦ ૭

## પદ ૫૬ મું.

હરિનું ભજન ભૂલશો નાહીં ભાઈ;
કોણ કરમ મનુષ્યાદેહ પાઇ. ટેક. ૧
રતન મળી રંકને હાથ આવ્યું તો,
મૂલ નવ જાણ્યું મૂરખે રે;
કોડીની સાટે જઈ વેચ્યં તો,
બીના હરિ નામકો પરખે રે. હરિનું૦ ૨
કામ ન આવ્યું કાંઈ વેહેવારે રે,
પ્રભુને ન શકયો જાણી રે;
આમ તેમ અથડાયો અમથો,

---

૨ સભર ભ૦–સર્વ લોકમાં ભરપૂરપણે તે વ્યાપ્ત છે. ૫ શોકલડી—( માયારૂપી ).

ફરવું રહ્યું ચાર ખાણી રે. હરિનું૦ ૩
ચાર ખાણ અદૃઢ ઘર આવે,
અપંગ અંગ અવિગત સાં'ચે રે;
ઉગર્યો અને નરદેહ આપિયો,
અંધ અજાણ કેમ થાયે રે. હરિનું૦ ૪
ચાર ખાણ ચોરાશીને જોતાં,
અતિ દુઃખ અઘરાં પડ્યાં છે ભોગવવાં
તોય નીરાંત કહે નર નવ સમજે,
મન સંસારનાં સુખ ભરવાં રે. હરિનું૦ ૫

### પદ ૫૭ મું.

મન મૂરખને સમજાવીને કહીએ,
તો એ ભાઇ એને તો સાન ન આવે;
લલુતામાં એ તો જન્મ ગુમાવે. મન૦ ૧
મૂળ વસ્તુ નિશ્ચળ મૂકી મિથ્યામાં મુંડી મારે;
હરિ ભજવાના અવસર ખોળે કાળને ના વિચારે. મન૦ ૨
રામ ભજતાં એને કીડીઓ ચઢે ભાઈ;
જાણે ન લેખું લેવાશે રાઇ રાઈ. મન૦ ૩
મારાં સગાં ને મારાં વા'લાં એમ રહ્યું ભરમાઈ;
કાળ તો કૂટી નાખશે પલમાં ત્યારે જાઉં કરમાઈ. મન૦ ૪
નામ નિરંજનનું જપ નિશદિન રખે જાતું ફૂલાઈ;
સાંઇકી શિક્ષા સાચી માનકે કરો ખરી કમાઇ. મન૦ ૫
તુહિ તુહિકો કીર્તન કરવો જાણવો જદુરાઇ;
ગોવિંદના ગુણ ગાવા નિશદિન નથી બેસતી પાઈ. મન૦ ૬

---

૪ અદૃઢ-ક્ષણિક. ઘર-દેહ. અવિગત-બ્રહ્મ.

અહરનિશ જે હરિ ગુણ ગાવે તેને છૂટે મરવું ધાઇ;
આત્મા ચીને આપદા મિટે કૂટે કર્મની કાઇ. મન૦ ૭
લક્ષ ચોરાશીથી અલગ બીરાજે છૂટચાં ખોટી ખાઈ;
દૃઢ મનથી એક ધ્યાનજ ધારે, ગોવિંદના ગુણ ગાઈ. મન૦ ૮
નારાયણનું નામ સમરતાં મનને સૂઝે ન્યાઈ;
કુબુદ્ધિ તો જડામૂળથી તેની તો ભાઈ જાઈ. મન૦ ૯
અજપા જપે જે જોગ મસ્તાના, મનવા જેની ભૂલાઈ;
અવર પંથકી મેટે પીડા દૂઃખકું દે દૂલાઈ. મન૦ ૧૦
મનવાકો જિને કેદ ડાર્યો, ઇને કીની કમાઇ;
નિરંજનકો જપ જપ્યો, છોડી સબ મમતાઇ. મન૦ ૧૧
નામ નીરંતર જાણ્યું જેણે, તે પામ્યા ભલમાઇ;
મનવાને કેદ કરી રાખ્યો, તેની કે'વી શું સરસાઇ. મન૦ ૧૨

## સાખીઓ.

કેદારો જબ કિજિયે, મુખપેં જપિયે રામ;
સબ રાગનકો દેવ હે, કેદારો મહાધામ. ૧
કેદારો કીર્તન કરે, ધન ધન હરિનું નામ;
અનેક અધમ ઉદ્ધારિયા, નીરાંતનો વિશ્રામ. ૨
કેદારો મુજ ઘેર પ્રાણલો, શાં શાં ભોજન દેશ;
સેવ સુંવાળી લાપશી, (પછી) આંબારસ ઘોળેશ. ૩
ગિરિ ગિરિવર સબ ઢુંઢિયા, દેખા દેશ વિદેશ;
જ્ઞાની રામ પાયા નહિ, બિના ગુરૂ ઉપદેશ. ૪

---

૭ કૂટે ઈ૦—કર્મની કાઈ (કાટ) ને કૂટે-નાશ કરે. અર્થાત્ તે ફરીથી ન પ્રાપ્ત થાય એમ કરે. ૯ ન્યાઇ–ન્યાય–સત્ય વાત. ૧૨ ભલમાઈ–ભલાપ.
૩ પ્રાણલો—મેમાન. ૪ રામ—સંત.

તેજપુંજ સત ગુરૂ મિલે, જેસા સૂરજ ભાવ;
સબ અંધિયારા મિટ ગયા, ગ્યાની દેખા ચાવ. ૫
તારા દીવા અગમકા, રેણી ઓત પ્રકાશ;
ગ્યાની પ્રકટા ભાન જબ, ઉગતકા હે નાશ. ૬
નાશ કરાયા સબ રેણકા, પ્રકટ્યા ભાન જબ ગ્યાન;
ગ્યાની સબ સુખ પાઇઆ, મિલે અવિનાસી ખાણ. ૭
ગ્યાની ગુરૂ ઉપદેશ કરી, ભેદ બતાયા એક;
રામનામ નિજ સાર હે, દૂજા બ્રહ્મ અનેક. ૮
ગ્યાની ગુરૂ ઉપદેશ કરી, એક એક હે રામ;
સો મનમે નિત્ય સમરિયે, સારેગા સબ કામ. ૯
સત્‌ગુરૂકે પરસાદતેં, પાયા આતમ રામ;
ગ્યાની સમરિયે સદા, ભ્રમ તજાવે કામ. ૧૦
સદ્‌ગુરૂકે પરસાદથે, પાયા રામ આધાર;
સો નિશ્ચયસે સમરિયે, એહી ખરા બિચાર. ૧૧
એક રામ સતગુરૂ કહે, તા આગે કછુ નાહીં;
ગ્યાની હ્રદે રાખીએ, સમરિયે મંન માંહી. ૧૨
રામ બરાબર કછુ નહિ, સબ જુગ દેખા જોઈ;
ગ્યાની સોઇ ગુરૂ દિયા, ભજના તાહી સોઇ. ૧૩
એક રામ સબકો કહે, સુરીનર મુનિજન શેષ;
ગ્યાની સો તત્વ સાર હે, સોહં હ્રદયા ઉપદેશ. ૧૪
સદ્‌ગુરૂકા ઉપદેશ યહ, આતમ દિયા દેખાઇ;
ગ્યાની ત્યાં લાગ્યા રહે, કબહુ આન ના જાઈ. ૧૫
સો જોઇ ધૂન ઉપજે, સોહમ્ સોહમ્ હોય;

---

૭ રેણુકા—રાત્રીનો.
૧૫ આન-અન્ય ઠેકાણે.

ગ્યાની સતગુરૂ બિન મિલે, જીવ ન બૂઝે કોઇ. ૧૬
અજપ જાપ બિના હોત હે, જો કોઇ જાણે ભેદ;
ગ્યાની સોઇ બતાઇએ, સો સાચા ગુરૂદેવ. ૧૭
નિમ ગ્રહે નિજનામકા, સતગુરૂકે પરતાપ;
ગ્યાની અંતર મીલ રહે, કરનીસે છૂટે તાપ. ૧૮
સાચા ગુરૂ સેવીએ, ભ્રમ મિટાવે માન;
આપ સરીખા કરી લહે, દે આતમ નિજ ગ્યાન. ૧૯
ચંદનસેં ચંદન ભયા, દીવે દીવા હોય;
ગ્યાની ગુરૂથે ગુરૂ ભયા, ચીને વિરલા કોય. ૨૦
ચંદન મધ્યે એક વાસના, ગુરૂ મધ્યે ગુરૂદેવ;
ગ્યાની તાકો સમજકે, કીજે તાકી સેવ. ૨૧
સતગુરૂ ગંગા સાધુ જો, પારસ ચંદન ભૃંગ;
ગ્યાની તાહુ જૂદા નહિ, આપ સરીખા રંગ. ૨૨
જોડે તાહી ભેરી ભઈ, ભીડ કહી નવ જાય;
મધ્યમ જલ ગંગામે મિલા, સરખા ભયા સભાય. ૨૩
ગ્યાની ગુરૂ ઉપદેશ કરી, દિયા ભેદ અગાધ;
રામનામ બિના ધંધ હે, સકળ પોક કે શ્રાદ્ધ. ૨૪
સતગુરૂ સબદ બતાવિયા, આદ્યપુરૂષકો નામ;
ગ્યાની સો દૃઢહી રહે, દૂજા શું નહિ કામ. ૨૫
ગ્યાની ગુરૂ ઉપદેશ કરી, ભ્રમ તેં રાખ્યા ઠામ;
આનંદ સાસ ઉમડાઈ કે, લે' લાગી નિજ નામ. ૨૬

---

૧૭ અજપ ઇ૦—વગર જપકર્યે જેનો જપ થાયછે તેને અજપા જપ કહેછે. ૨૨ સતગુરૂ ઇ૦—સદ્ગુરૂ, ગંગા, સાધુ, પારસ, ચંદન, ભૃંગ, વગેરે એવાં છે કે જે તેમને મળે તેને પોતાના જેવાં કરે; જ્ઞાની પણ તેમના જેવોજ છે.

૨૪ રામનામ વગર બીજા ધંધા એ સર્વે પોક શ્રાદ્ધ બરાબર છે.

સતગુરૂકા ઉપદેશ યહ, શબ્દ બતાવે એક;
ગ્યાની સોહી શબ્દતે, મીટે ભ્રમ અનેક. ૨૭
ગ્યાની ગુરૂ કે દિય બિન, પાર ના પહોંચે કોઇ;
જ્યાં જાય ત્યાં ફંદ પડે, મુગત જનમ ના હોઈ. ૨૮
ગ્યાની ગુરૂ ઉપજાઇ લે, રામ કહેને બેન;
કે'તાં સુણતાં પીડા ગઇ, લોક બેદ કુળ કેણ. ૨૯
ગ્યાની ગુરૂ ઉપદેશ લઈ, ભાવ ભક્તિ મત સાર;
તા મતશુ મન મિલ રહે, તો છૂટે કુળ વે'વાર. ૩૦
ગ્યાની ગુરૂએ ઉપજાઇઓ, રામ કે'નેકો ભાવ;
હે મતિહીણી આતમા, એ ઓસરીએ દાવ. ૩૧
જ્ઞાની ગુરૂએ કૃપા કરી, દિયા સોહી નિજ નાઉં;
તા સમ દુજા કછુ નહિ, ગુરૂ બલિહારી જાઉં. ૩૨
ગ્યાની ગુરૂએ કૃપા કરી, ભ્રમ મિટાયા આન;
અમૃતબાની મુખ ભઇ, પીએ સંત સુજાન. ૩૩
નિર્મુક્તિ હોય પાપથેં, સત્યે સબ ગયે બલાઇ;
ગ્યાની નિર્મળ હો રહા, સતગુરૂ ભયા હે સાઇ. ૩૪
ગ્યાની સતગુરૂ ગારૂડી, મન બખિયા ભોરંગ;
રામનામ નિજામૃત હે, નિર્મળ કિયા સબ અંગ. ૩૫
જુગજીવન અવિચળ જડી, તાસુ પકડે જંત;
ઠબે બહે સમાયકે, તોડે બિખકે દંત. ૩૬

---

૨૯ બેન–વચન.

૩૧ હે ઈ૦—એ દાવ (રામ ભજન રૂપી) ને ઓસરીએ (ભૂલ જાએ) તો એ આત્મા મતિ હીણી છે. (આત્માનું સ્ત્રીલિંગ ગ્રામ્ય છે).

૩૨ નાઉં–નામ. ૩૪ નિર્મુક્તિ–છૂટકો. બલાઈ–બલા. ૩૫ બખિયા—ઝેરી. ૩૬ જંત–ઝેરી જનાવર—સાપ વગેરે.

મોટે મોટે રોગકો ,સતગુરૂ તોડનહાર;
ગ્યાની નિર્મળ હો રહા, ઓખદ ગ્યાન બિચાર. ૩૭
તન મહીં વેદના ઘણી, ઓખદ ગ્યાન બિચાર;
સો ગ્યાની ગુરૂ દિયા, મીટે સકળ વિચાર. ૩૮
ગુરૂ જો કોઈ ગુણ કરે, સાખસો દેખે નાહીં;
ગ્યાની જાણે રામરૂપ, દુગ્ધા દીલમે નાહીં. ૩૯
દુગ્ધા દિલમે ના પરે, ગુરૂ જાણે કીરતાર;
ગ્યાની શીખે સો જાનિયે, દેખે નાહિ વિકાર. ૪૦
ગુરૂ વિકાર કેસે કરે, શિષ્યકું દે સુખ લાખ;
ગ્યાની ગુરૂ પરખ કરે, દેખો દૂધ કે આક. ૪૧
જ્યું સોની સોના કસે, સબ મેલ કાઢે શોધ;
ગ્યાની ગુરૂ એસે કસે, સબ કરમ કાટે બોધ. ૪૨
ગ્યાની ગુરૂ એસા કસે, જેસા કશીદાકાર;
ઉપદેશ સુનાઈ દિયે, ટાળે ભ્રમ વિકાર. ૪૩
ગ્યાની ગુરૂ એસા કસે, જેસા લોહ લુહાર;
સબહી મીટાવે કલ્પના, દિખાવે દિદાર. ૪૪
ગુરૂકી કસણી જો સહે, જો મરજીવા સોઇ;
ગ્યાની સો જીવતા કરે, પણ કસણી સહે નહિ કોઇ. ૪૫
ગ્યાની શિષ્ય સચ્ચા જાનિયા, કહાં મીલે કેસે ભાઇ;
શિર રાખી શિરપર રહે, ભાવે ના બિછાઇ. ૪૬
કસણ સહે ગુરૂદેવકી, જો શામ મિલનકી આશ;
મનસા વાચા કર્મણા, કરે ગુરૂચરણે નિવાસ. ૪૭
શિષ્ય સોઈ શીખમે, ગુરૂ સોઇ ગ્યાન વિવેક;

બિછાઇ—બીછાનું (?)

કહે જ્ઞાની ગુરૂ શિષ્ય મિલા, લહે ધામને એક. ૪૮
નામ બીના કોઇ નવ તરે, ભવસાગરકે માંય;
નીરાંત વંદુ નામને, જ્યાં જ્યાં દેખું ત્યાંય. ૪૯
પરમેશ્વર પરસન થઇ, તારી કરતો સા'ય;
નીરાંત નામ સંભારતાં, મનવાંચ્છિત ફળ થાય. ૫૦
આદ્ય અંત મધ્યે એક છે, વિશ્વતણો વિશ્રામ;
નીરાંત નામ સમરન કરે, એક રામનામકો નામ. ૫૧
રામનામકો નામ હે, નિરગુણ સિરગુણ સોઇ;
નીરાંત પામો નામકું, નામ બિના નહિ કોઇ. ૫૨
નીરાંત નામ સંભારીએ, અલખ ધણી શિર એક;
બોલે તે બીજો નહિ, ભ્રમે સેવે અનેક. ૫૩
જનમમરણ સંશે નહિ, અન્ય ઉપાધિ ઊઠાય;
રહ્યા તે આતમરામ હે, નીરાંત ચીનો તાય. ૫૪
રહે નામકે આશરે, નહિ અવરકી આશ;
નીરાંત નમિયે તાયકું, જો નહિ હૃદયે વિશ્વાસ. ૫૫
નામ નિરંજનસે અધિક, નામ એક નિજનામ;
સબ ઘટમે વ્યાપી રહે, મિથ્યા જાને દામ. ૫૬
અપાર લીલા નામકી, નામે પામે ધામ;
નામ જાણ્યો જેહણે, મિલિયા સુંદરશ્યામ. ૫૭
નામ લીલા કોઉ સંત ભણે, અપાર ગુણ હે નામ;
નીરાંત નામકો જાનકે, તરો નામ નીર વામ. ૫૮
ગુરૂસ્તુતિ જો ગાઇએ, નવ નામકો અંત;
નીરાંત નિરમળ હો ગયો, બિગડ્યો હુઓ ચંત. ૫૯

---

૫૮ નીર–પાણીને વામી નાખનાર–નૌકા ( ? )
૫૯ ચંત–ચિત્ત.

# યોગસાંખ્યઐક્યનો.

## શલોકો.

સુણો શલોકો, સાધુ લોકો;
સંત મહંતો, શુદ્ધ કરી ચંતો. ૧
વૃત્તિ ભોળી, નાખ્યા બોળી;
કે' યોગ મોટો, બીજો કે' ખોટો. ૨
આવે ટોટો, મળે ન રોટો;
સાંખ્ય સાચું, એ પર રાચું. ૩
દઢ નહિ એ તો, સરવે ચેતો;
નથી એ ન્યારૂં, બે એક બારૂં. ૪
ભેદ ભુંડા, સમજે રૂડા;
તેને સાચું, નીરાંત રાચું. ૫
યોગની વિધા, કરૂં ન નિંધા;
સહુને વંધા, કોઇ ન નંધા. ૬
બંને બતાવું, શોણે પતાવું;
સાચું કે'વું, સુખી રે'વું. ૭
જાણો જાતે, વળગો ન વાતે;
યોગ પે'લો, નીરાંતે મે'લ્યો. ૮
સાંખ્યો પછે, કહીશું અચ્છે;
સુણો સુણાવું, યોગમાં આવું. ૯
સહુ ભણાવું, નામ ગણાવું;
યમ છે પે'લો, નેમ સે'લો. ૧૦
આસન ત્રીજો, પ્રાણાયામ ભીજો;

૪ બે ઈ૦—એ બે મળીને એકજ બારૂં છે. ૯ અચ્છે—રૂડી રીતે.

છે પ્રત્યાહારં, સર્વ ઉદ્ધારં. ૧૧
ધારણા છઠી, વાત વંઠી;
ધ્યાન જાણો, સાતમું માનો. ૧૨
એક છેલ્લું, થવાય ઘે'લું;
તે તો કહિયે, સુખી રહિયે. ૧૩
સમાધિ જાણો, સુખને માણો;
એ આઠ પે'લાં, કહું બીજાં મેલાં. ૧૪
સત્ય કે'વું, સુખી રે'વું;
ન કથની બીજી, ન વૃત્તિ બીજી. ૧૫
ભલી ભલાઈ, સાંભળો સાંઇ;
બાપુ બેટા, થાવ ન છેટા. ૧૬
છે યમના ભેદા, કે'છે વેદા;
દશ યમ જાણો, પ્રકાર વખાણો. ૧૭
અહિંસા મોટી, (તેની) વિધિ ન ખોટી;
સત્ય સમજવું, ખોટું તજવું. ૧૮
છે અસ્તેય તેવું, શું શું સે'વું;
બ્રહ્મચારી રે'વું, કશું ન કે'વું. ૧૯
તો કંઈ પામે, આવે કામે;
એના છે ભેદા, સંશે છેદા. ૨૦
કામ કૂડો, પ્રકાર રૂડો;
સૂડી કે સૂડો, કે'વાય ન ઊંડો. ૨૧

---

૧૨ વાત વંઠી–(ધારણા સિદ્ધ થવાથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને યોગી તેમાં લોભાઇને મુક્તિમાંથી ચળી જાય છે માટે).

૧૪ મેલાં—એ વગરનાં બીજાં બધાં મેલાં છે. ૧૯ અસ્તેય—ચોરી ન કરવી તે.

ક્ષમા છે એવી, જો જો સેવી;
સત્ય સુધરશે, તું ભાઇ તરશે. ૨૨

ધૃતિ કહે છે, લક્ષણ લહે છે;
એ છે ગોટો, જેનો નવ જોટો. ૨૩

સત્યનો સોટો, સાધે થાય મોટો;
દયા છે એવી, જોઈશે સેવી. ૨૪

નહિ સચવાયે, દયા દમાયે;
આર્જવ છે એકે, રે'વું ટેકે. ૨૫

કોમળ વાણી, જોયે વખાણી;
એવું એમાં, સુખ નહિ શેમાં. ૨૬

થોડું ખાવું, જમવા ના જાવું;
ઉતરતા જાવું, મળે તો ખાવું. ૨૭

જેમ યમના ભેદો, દશ કે' વેદો;
નેમ છે તેવો, જાણી સેવો. ૨૮

નથી મીઠો મેવો, નથી લેવો દેવો;
દશ છે તે તો, સાંભળી ચેતો. ૨૯

તપ છે પે'લું, નથી એ મેલું;
ઈંદ્રિ વશ જ્યારે, વિકાર મારે. ૩૦

સરે કંઈ ત્યારે, સુખ વિસારે;
સંતોષ મોટો, નવ તે છોટો. ૩૧

ત્રીજી જાણો, મત નવ તાણો;
આસ્થા મોટી, નથી કંઈ ખોટી. ૩૨

ચોથું કહીએ, સુખી રહીએ;

---

૨૫ આર્જવ–સરળપણું.

દાન દેવું, ના નવ કે'વું. ૩૩

પાંચમી પૂજા, ગુરૂદેવ ન દૂજા;
તેનું કંઈ લેખું, હું શું વિશેખું. ૩૪

સિદ્ધાંત છઠ્ઠો, સુણી ન વંઠો;
બાંધો ગંઠો, કરી એક કંઠો. ૩૫

-હી કે'છે નામે, વસવું તામે;
એ સાતમું જાણો, સુખને આણો. ૩૬

મતિ કર ચોખી, મન તજ દોખી;
આઠમી એ તો, સંતો ચેતો. ૩૭

નવમા જપ છે, વ્રતધારી ખપ છે;
પછી હોય કરવા, જ્ઞાન ભરવા. ૩૮

એમ જાણો નીમ છે, બંને સીમ છે;
એ મોટી વાતો, બેની જાતો. ૩૯

કહી છે સાચી, નથી કંઇ કાચી;
હવે આગળ ચાલું, આસન ભાળું. ૪૦

લક્ષચોરાશી જીવ, જાણવા ઇચ્છે શિવ;
જેટલી તેની જાત, આસનની છે ભાત્ય. ૪૧

તે સહુને જાણો, તો સુખ માણો;
શંકર સેવો, આસનનો મેવો. ૪૨

પ્રાણાયામ પૂરૂં, રાખું નહિ અધૂરૂં;
તેમાં નાડીની વાતો, વિધ વિધ ભાતો. ૪૩

કેતી ગણાવું, ઉપલક ભણાવું;
દશ વાયુ બાંધો, સુરતા સાંધો. ૪૪

---

૩૬ -હી—લજ્જા. ૩૭ દોખી—દોષી.

પડે ન વાંધો, જો ન પડે માંદો;
દશ વાયુ તેવા, તેના વળી દેવા. ૪૫
ચક્રનું ચઢવું, વળી ઉતરવું;
એની વિધિ મોટી, નથી કંઇ ખોટી. ૪૬
ગુરૂએ બોટી, વાળી લંગોટી;
તો તો સાધે, નિકર ના લાધે. ૪૭
સાચી સેવા, જાય મીઠા મેવા;
પ્રાણાયામ તો કરવો, ગઢ નથી ભરવો. ૪૮
કુંભક તેવાં, નથી જેવાં તેવાં;
મુદ્રાની મુડી, છે તે રૂડી. ૪૯
પણ પૂજા બૂરી, ન મૂકાય અધૂરી;
એતું કરી બાપું, પ્રાણાયામનું દાપું. ૫૦
જો એને જાપું, તો મતિ આપું;
પ્રત્યાહારનું ચઢવું, નથી કૂદી પડવું. ૫૧
વિષયને વારી, કરી વૃત્તિ સારી;
તો અવિધારી, જો સંભારી. ૫૨
કાચબો જોયો, ન જોયો રોયો;
અંગ સંકેલે, ત્યમ વિષયને મે'લે. ૫૩
પાછા રેલે, નવ કદી ચે'લે;
એવું એમાં, જાણો જેમાં. ૫૪
ધારણ કહીએ, મન સુખી રહીએ;
તત્વ છે પાંચે, નવ આવે આંચે. ૫૫
છે જળની ધારણ, તેજની તારણ;

---

૪૮ મીઠા મેવા—વિષયસુખના. ૫૦ એતું-એટલું.

વાયુની વારણ, આકાશની આરણ. ૫૬
તેના વળી દેવો, જઈ તેને સેવો;
આપે તે મેવો, જોગ છે એવો. ૫૭
હવે ધ્યાનની વાતો, કેવી છે જાતો;
સુણો સુણાવું, કો કેં નહિ આવું. ૫૮
સત્ય સુણાવું, મનમાં ભાવ્યું;
પદસ્થ ધ્યાનં, પહેલું માનં. ૫૯
છે તેની વિધિ, નથી કંઇ સિધી;
બીજું પિંડનું માનો, પિંડસ્થ જાણો. ૬૦
એ પણ એવું, નથી જેવું તેવું;
ઉપસ્થ છે ત્રીજું, જોઇને રીઝું. ૬૧
અપાર લીલા, મિલે છબીલા;
રૂપાતીત જાણો, એને વખાણો. ૬૨
એ છે ચોથું, નથી ભાઈ થોથું;
મોટામાં મોટું, સત્ય નથી ખોટું. ૬૩
ધ્યાનમાં ધરવું, જાય કાળથી મરવું;
તો શું કરવું, ભાતેથી ભરવું. ૬૪
સુણો છે સાચું, કંઇ નથી કાચું;
અમો મનમાં રાચું, વદિયે વાચું. ૬૫
ખરી કસોટી, યોગની મોટી;
તને બતાવું, નવ સતાવું. ૬૬
છેલ્લી પદવી, હવે ઉતરવી;
અતિ ગહન છે, તન મન દહન છે. ૬૭

---

૫૬ વારણ—વાયુની ધારણા વિષયથી વારનારી છે. આરણ—અર્થાત્ મોટી. ૬૫ વાચું-વાચાઓ-વાણી.

તેહ સુણાવું, મન માંહી ધરાવું;
સમાધિ એ તો, શ્રોતા ચેતો. ૬૮

એની વાતો, સુણતાં જાય રાતો;
મટી જાઇ ભાતો, ઉગરે ખત્તા ખાતો. ૬૯

સુણ યોગની વાતો, મૂક અજ્ઞાનની રાતો;
ખરી છે આ તો, થાઇશ માતો. ૭૦

જો હવે સુણાવું, વિગત ભણાવું;
એકાંતે જાવું, કાંઈ ન ખાવું. ૭૧

સહુ તજાવું, ન મળે ખાવું;
શુદ્ધિ હીણ થાવું, સુખમાં જાવું. ૭૨

ભેખ ભજાવું, સમાધિ સજાવું;
નથી એ રોટો, રસ્તો નથી છોટો. ૭૩

નીરાંત જોઇએ, નીરાંતમાં મોહીએ;
તો કંઈ પામો, દુઃખડાં વામો. ૭૪

નવ પાછું પડવું, આગળ અડવું;
તો કંઈ થાયે, નહિ તો સહુ જાયે. ૭૫

છે વાતો એવી, જો જો સેવી;
સમાધિ છે છેલ્લી, દશા છે છેલ્લી. ૭૬

અપાર સાધુ, મન જઈ બાધ્યું;
નવ કંઇ સાધ્યું, નવ કંઈ લાધ્યું. ૭૭

મન દૃઢ જોઇએ, નહિ તો રોઇએ;
ખરી છે ખાડી, વાત ન આડી. ૭૮

જ્ઞાનની બારી, કરો સવારી;

૭૪ નીરાંત-નિર્વૃત્તિ.

વાયુની વારણ, આકાશની આરણ. ૫૬
તેના વળી દેવો, જઈ તેને સેવો;
આપે તે મેવો, જોગ છે એવો. ૫૭
હવે ધ્યાનની વાતો, કેવી છે જાતો;
સુણો સુણાવું, કો કેં નહિ આવું. ૫૮
સત્ય સુણાવું, મનમાં ભાવ્યું;
પદસ્થ ધ્યાનં, પહેલું માનં. ૫૯
છે તેની વિધિ, નથી કંઇ સિધી;
બીજું પિંડનું માનો, પિંડસ્થ જાણો. ૬૦
એ પણ એવું, નથી જેવું તેવું;
ઉપસ્થ છે ત્રીજું, જોઇને રીઝું. ૬૧
અપાર લીલા, મિલે છબીલા;
રૂપાતીત જાણો, એને વખાણો. ૬૨
એ છે ચોથું, નથી ભાઈ થોથું;
મોટામાં મોટું, સત્ય નથી ખોટું. ૬૩
ધ્યાનમાં ધરવું, જાય કાળથી મરવું;
તો શું કરવું, ભાતેથી ભરવું. ૬૪
સુણો છે સાચું, કંઇ નથી કાચું;
અમો મનમાં રાચું, વદિયે વાચું. ૬૫
ખરી કસોટી, યોગની મોટી;
તને બતાવું, નવ સતાવું. ૬૬
છેલ્લી પદવી, હવે ઉતરવી;
અતિ ગહન છે, તન મન દહન છે. ૬૭

---

૫૬ વારણ—વાયુની ધારણા વિષયથી વારનારી છે. આરણ-અર્થાત મોટી. ૬૫ વાચું-વાચાઓ-વાણી.

તેહ સુણાવું, મન માંહી ઘરાવું;
સમાધિ એ તો, શ્રોતા ચેતો. ૬૮

એની વાતો, સુણતાં જાય રાતો;
મટી જાઇ ભાતો, ઉગરે ખત્તા ખાતો. ૬૯

સુણ યોગની વાતો, મૂક અજ્ઞાનની રાતો;
ખરી છે આ તો, થાઇશિ માતો. ૭૦

જો હવે સુણાવું, વિગત ભણાવું;
એકાંતે જાવું, કાંઈ ન ખાવું. ૭૧

સહુ તજાવું, ન મળે ખાવું;
શુદ્ધિ હીણ થાવું, સુખમાં જાવું. ૭૨

ભેખ ભજાવું, સમાધિ સજાવું;
નથી એ રોટો, રસ્તો નથી છોટો. ૭૩

નીરાંત જોઇએ, નીરાંતમાં મોહીએ;
તો કંઈ પામો, દુઃખડાં વામો. ૭૪

નવ પાછું પડવું, આગળ અડવું;
તો કંઈ થાયે, નહિ તો સહુ જાયે. ૭૫

છે વાતો એવી, જો જો સેવી;
સમાધિ છે છેલ્લી, દશા છે છેલ્લી. ૭૬

અપાર સાધુ, મન જઈ બાધ્યું;
નવ કંઇ સાધ્યું, નવ કંઈ લાધ્યું. ૭૭

મન દઢ જોઇએ, નહિ તો રોઇએ;
ખરી છે ખાડી, વાત ન આડી. ૭૮

જ્ઞાનની બારી, કરો સવારી;

---

૭૪ નીરાંત—નિર્વૃત્તિ.

વશ સહુ થાશે, પાર જવાશે. ૭૯
સે'લું ના ધારો, ખરૂં વિચારો;
મન જો મારો, તો સંભારો. ૮૦
છે રસ્તો સારો, ઘણાને પ્યારો;
એહ ઓવારો, શુદ્ધ ઉજારો. ૮૧
પણ જે જે જેવું, કહ્યું છે તેવું;
નથી સૂક્ષ્મ બતાવ્યું, નામ ગણાવ્યું. ૮૨
ઘણી વાંકી આડચો, જોયે પથ પાડચો;
કહું વિગતે હું જો, ડરી જાયે તું તો. ૮૩
ઉપરથી કીધું, તારૂં મન બીધ્યું;
મેં મન ચીધ્યું, અમૃત નવ પીધું. ૮૪
જ્ઞાનને દીધું, બોલ્યા સીધું;
ભણો ભણાવો, વિગત ગણાવો. ૮૫
પણ ના બોલ્યા, સારજ તોલ્યા;
તારે કાજે, સારજ રાજે. ૮૬
વધુ જો કહીએ, કાળને સહીએ;
ટુંકું કે'વું, નહિ જેવું તેવું. ૮૭
શિષ્ય સમજાવું, સહુ તજાવું;
કહી બેની વાતો, જણાવું જાતો. ૮૮
મન જેમાં માણે, તે તો તું જાણે;
નથી યોગની માંય, નથી સાંખ્યની માંય. ૮૯
તત્વ છે ત્યાંય, દૃઢતા જ્યાંય;
મારગ છે બે એ, જાણવા તે એ. ૯૦
મન મરતાનું. સુખનું શાનું;

તેથી જણાવું, વિગત ભણાવું. ૯૧
જેમ કબીરપંથી, જેમ નાનકપંથી;
કાંચળિયા કે'વા, કાનફટ્ટાની સેવા. ૯૨
વૈષ્ણવ એવા, શિવના મેવા;
રામજી તેવા, જાણો એ જેવા. ૯૩
છે ભાઇ તેવા, બંનેના દેવા;
બે રસ્તા એ તો, હવે મન ચેતો. ૯૪
મન ગમે તે જાવું, નવ લજાવું;
જે ભાવે તે લેવો, નથી લેવો દેવો. ૯૫
નથી એક મેવો, નથી એક દેવો;
છે બન્ને સારા, છે કંઈ વિચારા. ૯૬
તે અમો કહીશું, આગળ જઇશું;
ફાવે તે લેજો, સુખિયા રે'જો. ૯૭
શલોકો ભણિયા, મે'તા બણિયા;
ગુણને ગણિયા, શિષ્યો શણિયા. ૯૮
એ તો પૂરા, મુઆ અધૂરા;
ખાંતે ખાધું, થયા તે સાધું. ૯૯
નીરાંત નામે, મોટાને વામે;
સાંખ્યને શામે, નીરાંત ન કામે. ૧૦૦

## શલોકો ૨ જો.

સુણો શલોકો, સાંભળો લોકો;
બેઠા સંતો, વળી મહંતો. ૧

૧૦૦ વામે-તજે. સાંખ્ય ૪૦--સાંખ્યને જાણીને શાંત થાય પણ માયા સુખને કામે ( ઈચ્છે ) નહિ.

ચિત્ત એક રાખો, કાંઈ ન ભાખો;
મનમાં રાગો, ઉંઘથી જાગો. ૨
ભ્રમથી ભાગો, ટળે જે ડાઘો;
જોઈતું માગો, સુણવા જાગો. ૩
કથા છે સારી, ભ્રમ નથી ભારી;
છોકરાં શીખો, ઘર ઘર નવ ભીખો. ૪
સ્વાદ નથી તીખો, પડે ના લીખો;
નીરાંત મે'તો, કે'છે ચેતો. ૫
વાત ખરી છે, આન પરી છે;
મે'તો જૂઠો, પાડે ભૂઠો. ૬
સાચી વાતો, સુણે થાય માતો;
ખરૂં છે આ તો, નથી પિતા મા તો. ૭
અજ્ઞાનની રાતો, ટળશે ભાતો;
પે'લું ભણજો, દૂજું નવ ગણજો. ૮
યોગ બતાવ્યો, વારો આવ્યો;
સાંખ્યનો સારો, મનમાં ધારો. ૯
છે શુદ્ધ પારો, જીરવે સારો;
સાંખ્યની વાતો, સુછમ ભાતો. ૧૦
સમજે માતો, જ્ઞાનને ગાતો;
યોગ હઠીલો, આ નથી ઢીલો. ૧૧
નીરાંત નામે, આવે કામે;

---

૨ રાગો—પ્રીતિવાળા થાઓ. ૬ આન ૭૦—બીજી વાંનો પરી (દૂર) છે. ૭ પિતા મા તો—જેમ માતાપિતાનો સંબંધ મિથ્યા છે તેમ આ વાત મિથ્યા નથી. ૧૦ સુછમ—સૂક્ષ્મ.

સુછમ બુદ્ધિ, તનની શુદ્ધિ. ૧૨
હોય જ્યારે, સમજે ત્યારે;
બીજા બૂડે, કપાય સૂડે. ૧૩
યોગ ભલો છે, સ્થૂળ મળ્યો છે;
સુછમ સાંધો, નથી કંઇ વાંધો. ૧૪
મન જો ભમતું, સુણવા દમતું;
નથી કંઇ ગમતું, શોણે શમતું. ૧૫
હવે વદું છું, ભેદ છદું છું;
નિગમ વાણી, જાણું વખાણી. ૧૬
અનામત ખોજે, આતમ બોજે;
અન આતમ પા'ણા, આતમચૈતન્ય જાણા. ૧૭
એવી વાતો, કરી નીરાંતો;
કરીશું આજે, સુણી સંશે ભાજે. ૧૮
એમ સુણાવું, નવ શીશ ધૂણાવું;
વદવું સાચું, કશું ન કાચું. ૧૯
તો શોભે છે, તે મુજને કે'જે;
છે પ્રકૃતિ પુરૂષા, પીર પેગંબર મુરષા. ૨૦
એની સહુ માયા, એના સબ જાયા;
એનાથી કાયા, એનાથી ભાયા. ૨૧
એનાથી દેવો, એનાથી મેવો;
એનાથી પાણી, એનાથી વાણી. ૨૨
એનાથી ખાવું, એનાથી પીવું;

---

૧૬ છદું છું—છિન્નભિન્ન કરીને કહું છું. ૧૭ ખોજે—બૂજે. પા'ણા—જડરૂપ. ૨૦ મુરષા—મુર્શીદ (?). પીર પેગંબર વગેરે સહુ પ્રકૃતિ પુરૂષની માયા છે. અથવા મુરષા—મૃષા—મિથ્યા (છે).

એ તો મોટાં, બીજાં ખોટાં. ૨૩
બ્રહ્મા છે એથી, શંકર છે તેથી;
દેવ છે સરવે, એ સહુને તરવે. ૨૪
જડ ચૈતન્યકા જોગ, વોહીં દો આરોગ;
અજાયબ છે એવું, મન લાગે કેવું. ૨૫
દૃઢતા ધરી સેવું, નથી જેવું તેવું;
કહીશું સરવે, ના'જો પરવે. ૨૬
જડ ચૈતન્યના જોગે, એ બેના તો ભોગે;
થયો બડો સંસારા, સુણો શિષ્ય હમારા. ૨૭
પાવેગા કોઈ પારા, સમજે શુદ્ધ બિચારા;
પુરૂષ પ્રકૃતિ નામ, તે સમજાવું આમ. ૨૮
વિધ વિધ ભોગ વિલાસ, તેનો છૂટ્યો ત્રાસ;
તોય રમ્યાં એ બેય, નીરાંત તે સહુ કેય. ૨૯
મહારંગમે માણ્યાં, સારાં નરતાં જાણ્યાં;
રંગ બેરંગ વખાણ્યાં, સુખસેજાએ માણ્યાં. ૩૦
પાલવ પ્રકૃતિ તાણ્યા, ત્યારે તો કંઈ જાણ્યા;
થયો પુત્ર એક આપ, મહતત્વની તેને છાપ. ૩૧
વધી તેની વસ્તી, તે થઈને છે સહુ શક્તિ;
અહંકાર નામ નરેશ, વાંકો જેનો વેષ. ૩૨
તેનાં છોકરાં અનેક, તેનો વાધ્યો ભેખ;
રજ તમ સત્વ, ભૂલાવે જે તત્વ. ૩૩
તામસ આદિ દશ, થાય નહિ જે વશ;
તેના થયા વિષય, જેથી ઉપજે ભય. ૩૪
તેના ગુણની વાત, જુજવી જાતે જાત;
સંતો સુણો આજ, મળે મુક્તિરાજ્ય. ૩૫

શૂન્યનો શબ્દ, એમ જાણો લબ્ધ;
એવી વાતો, અસંખ્ય ખ્યાતો. ૩૬
પંચ તત્વ સ્વભાવ, એના મોટા દાવ;
જાણો એમાં, નવાઈ જેમાં. ૩૭
રાજસ અહંકાર, ઇંદ્રીનો ભરનાર;
એનો ભાર, જાણ અપાર. ૩૮
મોટો દેવ, કરજે સેવ;
બોલે ગુરૂ, તજાવે બુરૂ. ૩૯
સમજાવે સાંઇ, તત્વ તે માંહી;
જાણે જાત, મટે ઉતપાત. ૪૦
લીલા અગાધ, થાયે સાધ્ય;
સીધી વાત, ન ખોટી ખ્યાત. ૪૧
છે સાંખ્યની વાત, ટળશે ભાત;
સાત્વિક અં'કાર, કે'શે સાર. ૪૨
ચૌદ દેવ, કરજો સેવ;
જણાશે સર્વ, જાશે ગર્વ. ૪૩
નીરાંતની નાત, થાશે જાત;
ખરૂં સમજાય, તો બોલાય. ૪૪
માર્ગ અપાર, છે આ સાર;
બુદ્ધિ ભાર, તરો સંસાર. ૪૫
જુક્તિ જાણ, પો'ચે ના આન;
કરૂં વખાણ, પ્રકટે ભાન. ૪૬
સહુ સમાન, સાચી સાન;
મળે ભગવાન, જાણે વાન. ૪૭

૪૨ ભાત—(જીવપણાની).

લીલા અપાર, પામે પાર;
ખરૂં જાણે ત્યાર, થાય સવાર. ૪૮
મોટો દેહ મીરાંત, જાણે થાય નીરાંત;
શૂન્ય વાય વન્હિ, વારિ જાણો ધરની. ૪૯
એને જાણો સ્થૂળ, એ સર્વેનું કૂળ;
એવી વાતો માંહી, કે'શે તુને સાંઈ. ૫૦
માથાફોડ નાહિ, કષ્ટ છે નહિ કાંઈ;
જાણજે પંચ, પચીસકેરો સંચ. ૫૧
તો તો થાશે કામ, જાણી રૂડું નામ;
મળે સુંદરશ્યામ, આવે તારે કામ. ૫૨
આસન મૂકી ઊઠ, થવું નહિ તાબૂત;
નહિ વલગે ભૂત, કાંઇ નહિ તૂત. ૫૩
ખરા ખેલની વાત, મોટા જેની નાત;
ભેદ ભાઇ જાણો, સુખ બેઠા માણો. ૫૪
ગુરૂજીને વખાણો, અજ્ઞાન થાયે રાણો;
દેવ કરતા સેવ, એવું જાણો જેવ. ૫૫
થાઓ મનમાં ઢિંગ, મારે માથે શીંગ;
જાણો જ્યારે એમ, જાય સર્વ અક્ષેમ. ૫૬
અંકાર ના આણો, ત્યારેં જ્ઞાન માણો;
માથું દાબે દેવ, આંખોકેરી સેવ. ૫૭
કાનકેરૂં કામ, નાકનું છે ધામ;
મોઢાકેરો ભાવ, જાણો તેનો દાવ. ૫૮

---

૪૯ શૂન્ય–આકાશ. વાય–વાયુ. વન્હિ–અગ્નિ. વારિ–પાણી. ધરની–પૃથ્વી. ૫૧ પચીશ–પંચીકૃત ભૂત. ૫૬ અક્ષેમ–અકલ્યાણ.

ગર્દન અને છાતી, જાણો જેહ માતી;
એનો જે હિમાતી, એવી સમજ પાતી. ૫૯
હાથ ઉદર જાણ, તેનું સુખ માણ;
ગુદા ઇંદ્રી દેવ, કરે એની સેવ. ૬૦
પદકેરૂં એમ, જાણો સર્વે જેમ;
વિષ્ણુ શંકર વિધાત, ઇંદ્ર વરૂણની જાત. ૬૧
વસુ કુબેર માન, આવે નહિ કોઇ આન;
વળી દેવ સમસ્ત, સેવક જાણો શસ્ત. ૬૨
એવો તું છે મસ્ત, જાણો જ્યારે વસ્ત;
પાવે પૂરી તો, નહિ અધૂરી તો. ૬૩
એમ સુરદાસ, તોકે હોયે ખાસ;
આવી રે'વે પાસ, નીરાંત કે'વે દાસ. ૬૪
હવે સુણો તો, રખે ધૂણો તો;
આગળ આવો, રખે લજાવો. ૬૫
નથી મોટું, નથી ખોટું;
સાચી કા'ણી, માણી જાણી. ૬૬
નથી અજાણી, ખેંચી આણી;
શેર આટો, કર્યો નથી ખાટો. ૬૭
શેરની પોળી, કરી નથી તોળી;
ત્રણસેં સાઠે, રખે ભાઈ ગાઠે. ૬૮
છે મહી માવો, રખે લજાવો;
પેટ ભરાશે, દુઃખડું જાશે. ૬૯

---

૬૨ શસ્ત—વખાણવા જેવાં. ૬૪ તોકે-તારા. ખાસ-ખાસ મિત્ર.
૬૮ ત્રણસેં સાઠે—વરસના દિવસો.

ખૂબ ખવાશે, તરપત થાશે;
ઠગાશ ચોગે, ભરાશ રોગે. ૭૦

આ તો સીધું, શાણે લીધું;
બાપુ જાણો, મત ના તાણો. ૭૧

સાચી કે'વી, ટેવ એવી;
ભરમે ભૂલે, તો તો ડૂલે. ૭૨

સમજ સારી, ત્રિપુટી ભારી;
પે'લી ભાખું, મનમાં રાખું. ૭૩

ગ્યાનેંદ્રી ત્રિપુટી, તેની છૂટી;
ત્રણ ત્રણ ગણાવે, ગુરૂ ભણાવે. ૭૪

તે છે સાચું, બીજું કાચું;
સમજે એ તો, સુખે રે'તો. ૭૫

બીજા બૂડે, મૂઠી શું મૂડે;
એવું લેખું, જાણો પેખું. ૭૬

એના દેવો, તમને સેવો;
ઇંદ્રિ કેવી, મોટી દેવી. ૭૭

દેવ નમતા, અરૂપરૂ ભમતા;
બાપુ બાપા, જાણે આપા. ૭૮

ખરી કહેની, ખોટી શેની;
સમજ આણો, તો તો જાણો. ૭૯

પછે વખાણો, સબ કુચ્ય માણો;
અબ અમ બોલું, દૂજા ખોલું. ૮૦

---

૭૩ ત્રિપુટી—જ્ઞાતા, જ્ઞેય જ્ઞાન; ધ્યાતા, ધ્યેય, ધ્યાન; દ્રષ્ટા, દ્રશ્ય, દર્શન; વગેરે ત્રણનો સમુદાય.

૭૬ મૂઠી ઇ૦—મૂડામાં મૂઠી શું જણાય? તેમ.

કર્મેંદ્રિય તેસી, ત્રિપુટી જેસી;
અંકાર ત્રિપુટી, જાય ન ખૂટી. ૮૧
ચેહીકી વાતાં, જાનો જાતાં;
લિંગ શરીરા, સોહી બિચારા. ૮૨
કેસા હુઆ, કેસા જુઆ;
એહીકા ધંધા, કે'ના સંધા. ૮૩
સમજ દે વામે, દુઃખ સબ શામે;
અવસ્થા જાનો, સત્ય કરી માનો. ૮૪
એવું કે'શે, સુખથી રે'શે;
જાગ્રત અવસ્થા, તાકા હાથા. ૮૫
વિચાર તાકા, સમજે જાકા;
સુષુપ્તિ માનો, સારી વખાણો. ૮૬
તુરીયા ઠેરાયે, બડી જો સા'ચે;
અપાર લીલા, મળે છબીલા. ૮૭
ચૈતન્ય જાને, દુજા જડ માને;
એ વિધિ સાંખ્યા, મેં તો ભાંખ્યા. ૮૮
સાંખ્ય ને યોગ, મારગ ઓઘ;
અભિમાન છોડી, બેડી તોડી. ૮૯
જાણે આત્મા, જાણે અનાત્મા;
મનમાન્યા રસ્તા, ભવે વસ્તા. ૯૦
નહિ કોઇ આંટી, જાય ન ખાંટી;
મારગ એક જાણે, આપ વખાણે. ૯૧
મૂકો ધંધો, પંથનો સંધો;

---

૮૯ ઓઘ—ઢગલા જેવા.

બેય બૂડાડે, એક ન તારે. ૯૨
અભિમાન જગાડે, વાર લગાડે;
તોપણ કહુંછું, મતમાં રહુંછું. ૯૩
સાંખ્ય છે સીધું, જો નવ લીધું;
અ'કાર ન લાવે, તો કંઇ ફાવે. ૯૪
છું સાંખ્યવાળો, જાણો લાળો;
છું યોગવાળો, તેને જાળો. ૯૫
નીરાંત ન કે'વું, નામજ લે'વું;
નીરાંતે રે'વું, નીરાંતને સેવું. ૯૬
આપોપું જાણી, મત નવ તાણી;
ભક્તિ આણી, તરવું ખાણી. ૯૭
મારગ બૂરાડે, મારગ તારે;
અભિમાન ન વા'લો, એને જાળો. ૯૮
સમજો તો સીધો, મારગ કીધો;
નીરાંતે દીધો, સુછમ ચીધ્યો. ૯૯
નીરાંત નામે, પો'ચ્યો ધામે;
વિણ ભઇ દામે, નીરાંત નામે. ૧૦૦

## કથા ૧ લી.

### પદ ૧ લું.

સુણો શિષ્ય મારી એક વાત, નવ થાવાનું છતાપાટ;
ચેતો ચંચળ ચિત્તે આજ, તો તો જળે કર્મનો કાડ. ટેક. ૧
ઉપદેશ જો કાંઈ સમજે તો, ખરી કહીએ વાત;
ખરખરો હોય તે ખાંતેથી કે'જે, જણાવી દઇશું જાત. સુણો૦ ૨

---

૯૬ નીરાંતને—નિર્વૃત્તિરૂપ બ્રહ્મને.

૧ છતાપાટ—ઉઘાડા—પ્રસિદ્ધ. ૨ ખરખરો—સંદેહ.

આડી તેડી માંહી હશે નહિ, ચોખોચટ પ્રભાત;
ગુંગળાવવું એ તો પંડિતને સોંપ્યું, થઈ જેને કાળી રાત. સુણો૦ ૩
અમો જે જે બોલું તે તે જાણો, ચારે વેદમાં ખ્યાત;
અટાપટાની ભાત મળે નહિ, નહિ નાત ને નહિ જાત. સુણો૦ ૪
એલફેલ માંહે નહિ જોશો, ચોખીચટ છે વાટ;
ઘણા ઘાટ ન ઘડવા એમાં, સુખ દુઃખના નહિ ઉચ્ચાટ. સુણો૦ ૫
સારૂં નરતું કાંઈ જાણો નહિ, પાથરવા નવ પાટ;
આવો બેસો એવું નથી, નથી નાખવો પાટ. સુણો૦ ૬
નાનામાં નાની ને મોટામાં મોટી, છે નામની એક વાત;
એક મટે તો એ સમજાયે, અજ્ઞાનકેરી વાત. સુણો૦ ૭
દિવસ ઉગે માને મારૂં, થઈ જાય ઝાકઝમાટ;
બે બોલમાં તો તોલ બતાવું, જાયે કર્મના કાટ. સુણો૦ ૮
પણ શ્રદ્ધા જોઇશું સાંભળવાની, નહિ મિલનકો વાંટ;
શ્રદ્ધા વિના જો સાંભળશો તો, હો જાવેગી છાંટ. સુણો૦ ૯
પેહેલી વાત પરોઢે કે'વી, તેરી ગરજને માટ;
નીરાંતને નવ લેવા દેવા, ચગદો અગ્યાનકી છાટ. સુણો૦૧૦

## પદ ૨ જું.

### ધનવિરાગ.

ધન જોઇ જેને ધર્વ ન થાયે, વાકી કયા કહુ બાત;
આ તો મારૂં ને પેલું તારૂં, એમાં ઊઠો વાટ. ટેક. ૧
નામ નીરાંતનું ધન જે જાણે, તેણે જાણ્યું નિરવાણ;

---

૭ એક—અજ્ઞાનની વાત.

૮ દિવસ ઈ૦—મારૂં માને તો દિવસ ઉગે-જ્ઞાનરૂપી પ્રકાશ થાય.

૯ વાંટ—પ્રસાદ અથવા હિસ્સો. છાંટ ઈ૦—જ્ઞાનની છાંટ લાગશે પણ પલળશો નહિ.

ધન તો મારૂં એમ કરતાં મરે, વાકુ ડાટો ખાણ. ધન૦ ૨

દૂજી બાત કરે મતિ અંધા, એક પદ સાક્ષાત;
એ કંઇ તેં દીઠા અલ્યા છે, માને તો ભૂલો(પડ્યો)કાળી રાત. ધન૦ ૩

ધન માને તો એવું માનજે, એકપણે અવિધાર;
તો તો અલ્યા તેહ જડશે, નહિતો ખાઇશ માર. ધન૦ ૪

ધન જુએ ત્યારે ધરણી ન જોઇશ, રાખ્ય એકની વાત;
ભલા ભલાઇ કાયકું છોડો, ખોટી થાશે ખ્યાત. ધન૦ ૫

બે બાજુએ વાટ ગયે તો, જાયેગા જો એક;
ધન તો ભાઈ ધનને ભજજો, તજી આશ (બીજી) અનેક. ધન૦ ૬

એવું મન જ્યારે એક થાય, ત્યારે ધનની મૂકો ટેક;
પછે એક ધણીએ ધનને માનો, બીજો નહિ કોઈ ભેખ. ધન૦ ૭

શિષ્ય સબ સમજો એહી બિધિ, તો તો તરો સંસાર;
ધન ઇચ્છો ને ધામ ઇચ્છો, બેથી ઉતરો ન પાર. ધન૦ ૮

જો એક ધન અલ્યા મૂઢ મળ્યું તો, ઇનસે આવે સબ;
એસા હે તો કાયકુ કરતા, તેરી મેરી પરાઇ જબ. ધન૦ ૯

રામનામ તો તારક ખાસા, નહિ તારક ધન તબ;
ખેલ અબે દીખલાતાહું મે, રખે ધ્યાન મીલી સબ. ધન૦ ૧૦

તું બહોત મજુરી કરી કમાયો, ધન રહેવાની નથી જાગ;
સાચવી સાચવી તેંજ રાખિયું, પ્રલ્લે કરશે આગ. ધન૦ ૧૧

કોઇક ઠગ તો ઠગી જાશે, ત્યારે રડશો આપ;
ક્રિમિયો કરવા ધનથી જાશે, ઉપજશે માંહી તાપ. ધન૦ ૧૨

એવું એવું કેટલું કરશો, ધનનો પામી અનુરાગ;
નીરાત નામ ભજો નિશદિન તો, લાગે ન ધનનો ડાઘ. ધન૦ ૧૩

---

૪ ધન ઇ૦—તારે ધન જોઈતું હોય તો એક તેનેજ માનજે—તેમાંજ અનન્ય ભાવ રાખજે.

## પદ ૩ જું.

## સ્ત્રીવિરાગ.

મૂરખા સ્ત્રીમાં તું લબધાણો, હરિનો વિવેક ના પીછાણ્યો;
મૂઢ રસ્તો તેં ના જાણ્યો, મારી મારી કરી સુખ માણ્યો. ટેક૦ ૧
ખરા ખતા ખાશો જ્યારે, મારી ભૂલી જાશો ત્યારે;
મારી મારી બોલે તું તો, એ નવ જાણે કહું છું હું તો. મૂરખ. ૨
હમારી બાની માનો સાચી, તારી નથી છે એ કાચી;
નામ એક નીરાંતકા સત્ય, બીજી જાણો કાચી મત્ય. „ ૩
કરે લીલા ખોટી નારી, તારી મતિને જાણ ભમાડી;
એને નથી તું કે તારો કોઇ, વો તો લાગતું દેખતી જોઈ. „ ૪
દૂજી બાત વાકો નહિ જાણ, વાકો છોડો કરવો વિખાણ;
કર્મ જોગી મિલે નારી સારી, જાણો ભવમે દિયા બુરાડી. „ ૫
મળે કભારજા જો નારી, જ્ઞાની માને તેને સારી;
શિખ્યો જાકો નારી ભુંડી, વાકી દશા જાનો રૂડી. „ ૬
હરિનામ કદી સમરાવે, વાકે પ્રસાદસે હરિ પાવે;
સારી તે તો જાણો બલા, નીરાંત સત્ય કે' છે ભલા. „ ૭
એ તો સગી જાણો ધનની, નથી તારી કે તારા મનની;
જુઓ હઠીલી પતિવ્રતા, રામજી જેવે ખાધા ખત્તા. „ ૮
તો તારી નારી હે વેસી, તારી દશા થાશે કેસી;
મને ચિંતા એ તો જાગી, શિષ્ય સુણો ગ્યાનકે રાગી. „ ૯
બીજી મમતા મનથી મૂકી, જુઓ ગ્યાનકે દરવાજે ઢુંકી;
તો તો તરો ભવકે પારા, ઉપદેશ માનો જો સારા. „ ૧૦
બડી ધૂર્ત હે નારી જાણો, વાકુ મૂઢ મતિસે વિખાણો;

---

૯ ગ્યાનકે રાગી-જ્ઞાનમાં અનુરાગવાળા થઇને.

કરો ગ્યાનકી કમાઇ, તર જાવ તો તો મીલે બ્રહ્મરાઈ. „ ૧૧

ફૂટો કામનીકા તુમ નેડા, છોડ દો છેલડીકા છેડા;
બીલગી તો છોડી જાનો, વાકે ભોગમે મત માણો. „ ૧૨

નીરાંત કે' ગુરૂ પ્રતાપ, તારૂણીથી પ્રગટેગા તાપ;
નીરાંત નામકું જાઈ પીછાનો, મેરા કહ્યા સચ્ચા માનો. „ ૧૩

## પદ ૪ થું.

### ગુરૂશ્રદ્ધા.

ગુરૂ બોલે તેમ તો કરવું, બીજાથી તો ભાઇ ડરવું;
જાણો નિશ્ચે જો તમે મરવું, તો તો મૂકો કુડું કરવું. ટેક. ૧
ગુરૂએ ગમ જેહુ બતાવી, તેને જોવી તનમાં તાવી;
વાકો નિર્ણય કરનો, પિછે આગુ ડગ ભરનો. ગુરૂ૦ ૨
સાંઈ બોલે સો સબ સચ્ચા, વાકુ જાનો મત કાંઈ કચ્ચા;
ગુરૂએ નારી રાખી કેમ, નવ મનમાં લાવો તેમ. ગુરૂ૦ ૩
ગુરૂ જાણીને કરતા જાણો, શિષ્ય સર્વે સાચું માનો;
ગુરૂ ધનકાજે આથડતા, ગુરૂ પૈસા માટે પડતા. ગુરૂ૦ ૪
તેનાં જો જો સહુ સિદ્ધાંત, વિચારીને થાજો શાંત;
દેહના ધર્મ જાણ્યા સાચા, ગુરૂની જોવી નિર્મળ વાચા. ગુરૂ૦ ૫
સુખ કેવું ગુરૂ માણો, મિથ્યા કરી કેવું વિખાણો;
પ્રાણી ઉપર દયા કરવી, તેથી નારી રાખી નભવી. ગુરૂ૦ ૬
જેમ બીજા મળે છે ટોળે, તેમ આવી મળ્યું વરજોળે;
નથી લેવાકેરી સગાઇ, નથી આપવાનું કંઇ ભાઇ. ગુરૂ૦ ૭
એવું મન હોય તમારૂં, કરો ગુરૂ કરે તે સહુ સારૂં;
પણ અલ્યા શંકરસ્વામી જાણો, સીસું પીધું એ વાત માનો. ગુરૂ૦ ૮
ગુરૂએ કરેલું કરતાં એમ હોગા, ઉપદેશ માનો ધરી જોગા;

---

૬ પ્રાણી ઈ૦–ગુરૂએ જે નારી રાખી છે તે પ્રાણી ઉપર દયા કરવાના સ્વભાવને લીધે જ્યાં ત્યાં નભવી રાખી છે.

તો તો સિદ્ધ થાયે કામ, મળે વિશ્વાસે રામ. ગુરૂ૦ ૯
બડે કરે તે ન કરાય, એહિ સત્ય બતાવું આય;
કૃષ્ણે માર્યા દૈત્ય અનેક, સ્નેહી ગોપ તેથી વત્રેક. ગુરૂ૦ ૧૦
હરિ નામનો મોટો ટેક, ગુરૂ કે' તેવો રાખો ભેખ;
ગુરૂ સમજીને તો કરશે, બીજો તારી પોતે તરશે. ગુરૂ૦ ૧૧
એવી હામ હોય જો સાચી, તો તો વાત પડે નહિ કાચી;
ખરી ખાંતથી મનને ખાળો, ગુરૂ કે' તેણી પાસે વાળો. ગુરૂ૦ ૧૨
તરી જાવ ભવસિંધુ મોટો, ઉપદેશ નથી કંઇ ખોટો;
નીરાંત નામથી થાઓ રાજી, નથી દામ બેસવાનો પાજી. ગુરૂ૦ ૧૩

## પદ ૫ સું.

## ગુરૂનો ઉપદેશ.

રામનામની માળા જપતાં, નવ બેસે કંઇ નાણું રે;
પોઠ વ્હોરી લાવે નકામી, એ શું અમો નવ જાણું રે. ટેક. ૧
તારે મન એ તો ખરૂં લાગ્યું, સંતે માન્યું જે ખોટું રે;
પણ જમડા માર તો એવો મારે, થશે ન ત્યાં એ મોટું રે. રામનામ૦ ૨
સાચા બોલો માયે માર્યા, એમ કહે સહુ કોઇ રે;
માતાનો અમો ડર નવ રાખું, કે'તા જુગતી જોઈ રે. રામનામ૦ ૩
પરમારથ તો અમને વળગ્યું, તેથી કહિયે સાચું રે;
જેની બુદ્ધિ એવી નથી, તે ગુરૂનું બાળો ડાચું રે. રામનામ૦ ૪
ખરૂં કહી અમો ખોડ બતાવું, કો નિંદા કો વંદા રે;
તમો સહુ પાસ આવી બેસો, તેથી દેખાડું ફંદા રે. રામનામ૦ ૫
પાસ ન આવે તેને દેખાડું, ધર્મ અમારો એવો રે;
ખરો રસ્તો બતાવી દેવો, આવે જેવો તેવો રે. રામનામ૦ ૬

---

૧૦ બડે–મોટા. વત્રેક–સિવાય–જુદા. ૧૩ પાજી–પા પૈસો.

વરસાદને સદ્ગુણ એક છે, વરસે વરસાદ બધે રે;
પાણીવાળી કોઇ ભરી રાખે છે, અર્થ તેનો તો સધે રે. રામનામ૦ ૭
જે નવ ચેતે તે થાય દુઃખી, વરસાદને નવ કાંઈ રે;
મેઘની સાથે શિષ્ય સરખાવો, જે તમારો સાંઈ રે. રામનામ૦ ૮
નીરાંત નામ તે જપ તો જોજો, માળા જેના કર માંહી રે;
એકાગ્ર થાવા હશે એ તો, નીરાંત નહિ તો બલાઈ રે. રામનામ૦ ૯

## પદ ૬ ઠું.

### વિશ્વાસ.

રખો વિશ્વાસ સંતનો, જો કુછ મનમે ચાહો રે;
વિશ્વાસસેં તો અલ્લા મીલેગા, સાંઇકે પદ સાહો રે. ટેક. ૧
ભલા કદી શ્રદ્ધા ના રાખો, તો ક્યા રખ્યો બોલો રે;
મનવા જાકા દ્દઢ નહિ હે, વાકું જાણો ભોળો રે. રખો૦ ૨
જિને કાંધુ ગુરૂમેં રખ્ખા, વોતો પાઇ પૂરા રે;
જગત ગઢકો ઝીતા જાનો, ભજનમે હોઈ શૂરા રે. રખો૦ ૩
શૂર સતીકી એ હે બાતાં, શ્રદ્ધાકો નવ છોડે રે;
રામજી આવે ઉનકી આગુ, દો હાથ મલી જોડે રે. રખો૦ ૪
એસા તો તુમને સુન્યા હે, વો તો ચિત્તમે લાવો રે;
વિશ્વાસવાલે હોજાવ ભાઇ, નીરાંતકે મન ભાવો રે. રખો૦ ૫
નહિ તો જાનો હમ ના માનું, તુમસે વાત ન કીજે રે;
શિષ્ય મીલા કો મેં ના ભાલું, વદું નહિ મેં રીઝચે રે. રખો૦ ૬

---

૭ સધે—શીધે-સિદ્ધ થાય.

૯ એકાગ્ર હિં૦—હાથમાં રાખેલી માળા જો મનને એકાગ્ર કરવાને રાખેલી હશે તો તો માળા છે, નહિ તો બલા છે.

૩ કાંધું-ખાંધ-કોકું. પાઇ-પામ્યો.

જાકે તન વિશ્વાસ નહિ, ક્યા કરની ઉસે બાતાં રે;
આપ બૂડે ને ગુરૂકી ગુમાવે, અમૂલ્ય દિનરાતાં રે. રખો૦ ૭
ભજનકા ભડાકા કરના, શિષ્ય કહેવે ઓ સચ્ચા રે;
ભજનકું તો છોડ દેના, શિષ્ય બોલે અચ્છા રે. રખો૦ ૮
ગુરૂ બોલે પવિત્ર રે'ના, શિષ્ય કે'તા એસા રે;
ગુરૂ બોલે સમાધિ લગાના, મલિન કારજ એસા રે. રખો૦ ૯
વો બાત પણ જો સચ્ચી માનો, તો કે'ના શિષ્ય મેરા રે;
શ્રમ ઉસકી પીછે લેના, વાકા ગુરૂકા મિટે ફેરા રે. રખો૦ ૧૦
બહોત સંશે શિષ્ય નીકાલે, વાકા અર્થ ન હોવે રે;
બેઠા બેઠા સબ નિહાળે, સંશે વાકે સોવે રે. રખો૦ ૧૧
સંશેકી એ રીત હે ભાઇ, નીકાલનેસે ન નીકે રે;
કારજ કરના નાહીં મનમે, રોધ હોવે વાકુ છીંકે રે. રખો૦ ૧૨
નીરાંત નામકી કોન બરોબરી, વિશ્વાસ જો મન રખ્ખે રે;
બ્રહ્મરસકો જાઇ ભેટે, ખરા સુખકો ચખ્ખે રે. રખો૦ ૧૩

## પદ ૭ મું.

## સંતતિવિરાગ.

સંતતિમે મન લુબ્ધા હે, વાકો ક્યા ભાઇ મીલના હે;
જ્ઞાનકે હિંડોરે બો'ત બિછાયે, વાકો ક્યા ભાઈ ઝીલના હે. ૧
મેરા બેટા મેરી બેટી, લગની વાકી વામે હે;
સંતકી શિક્ષા વો નહિ માને, જાન લગા ભાઇ જામે હે. ૨

---

૧૨ નીકે—નીકળે. રોધ ઇ૦—જેને કામ ન કરવું હોય તેને કોઇ છીંકે એટલે રોધ (અટકાવ) થાય, પણ જેને કામ કરવુંજ હોય તે કાંઈ છીંકતા અપશુકનને ગણતો નથી.

૨ જાન—જીવ. જામે જેમાં.

વો તો તેરે નાહિ માનો, દુઃખકા દરિયા યાસે હે;
ભક્ત રાજ તો બોલ બતાવે, કે'ના સચ્ચા કામે હે. ૩
જાનો જાનો સંતો કે'તે, લલુતા વો સબ જૂઠી હે;
સંતતિકું સર્વાંગે માનો, સાધુ સમજમે ઠુંઠી હે ૪
જો ગુરૂ તુમ મુખસે બોલો, તો માનો બાત સચ્ચી હે;
પચી પચાઈકે ગુરૂ બોલે, મૂઢ તેરી મત કચ્ચી હે. ૫
શિષ્ય હુઆ મે નીરાંતકા, કોઈ કબીર ગુરૂ કે'તા હે;
સતસાહેબકી ધૂન લગાવે, ભગતીમે ભાઈ રે'તા હે. ૬
એસા બોલે ક્યા હોનેકા, સંતતિમે સપડાયા હે;
હમ નવ બોલે મારો ઉસકું, બાબા હમારા ભાયા હે. ૭
રૂખો વાકુ રૂડી પેરે, મનકો ક્યું લુબ્ધાયા હે;
છૂટે દુપટે ચલના છૂટના, મીલી માનવ કાયા હે. ૮
પશુ પંખી હો જાવોગે, વાંહી બાબા ખેટી હે;
નીરાંતકી જો સમજ સચ્ચી, વો તો વાંહી છેટી હે. ૯

## પદ ૮ મું.

### માયાત્યાગ.

માયાને મસ્તાની માનો, સમજો મારૂં સાચુંજી;
એ રંડાનું તમે બાળો, શોધી શોધી ડાચુંજી. ટેક૦ ૧
તો તો તરવું પાર ઉતરવું, દેખો કો સબ સાંઈજી;
માલ નહિ વામે કછુ ભાઈ, કેસે મરના મુઝાઈ જી. માયા૦ ૨
માયાકો રૂપ કેસે કે'ના, જાકો રૂપ ન કહીએ જી;
બડે બડેકો વોહી ભૂલાવે, સંતો ચૂપ ચૂપ રહીએ જી. માયા૦ ૩

---

૩ કે'ના ઈ૦—સાચું કહેવું એ કામ છે. ૫ પચી પચાઈકે—વારંવાર પચારીને.

રૂપ જો એનું કે'વા બેસું, મને આવી વળગે જી;
મારી કાઢી મહાશ્રમથી, હોલવેલું સળગે જી. માયા૦ ૪
તોયે તમારો સંશે કાઢું, એ છે એવી દૂતી જી;
પળ પળ માંહી મન ફિરાવે, જાણો એને ધૂતી જી. માયા૦ ૫
માત પિતાની સગાઇ મૂકાવે, તરિયાની જઈ જોડે જી;
ખત્તા એ તો ખૂબ ખવાડે, આવ્યો તેને ના છોડે જી. માયા૦ ૬
એનો નેમ તો મોટામાં મોટો, સંત સાધુને સા'વાજી;
હરિગુણથી એ વેગળા રાખે, નામ ઘો એનું જાવા જી. માયા૦ ૭
શિષ્યો જો સમજો તો કહીએ, માયાથી વેગળા રહીએ જી;
સુખ દુઃખ એના વિના પડે તો, એવાં દ્વંદ્વને સહીએ જી. માયા૦ ૮
સાચી સમજ એ છે મારી, વારે વારે કહીએ જી;
માયા મૂકે વાકું જોગી, નીરાંત મૂખે કહીએ જી. માયા૦ ૯
માયા છોડી તેનું પારખું, છે સે'લામાં સે'લું જી;
ધન આપીને તે તો જો જો, મન છે કેવું મેલું જી. માયા૦૧૦
આપો ત્યારે એ બોલાવે, ન આપો ત્યારે થાય મૂગો જી;
એવા ગુરૂને ધક્કે મારો, એના ઘરની વાટ ન સુંઘો જી. માયા૦૧૧
નીરાંતને તો માયા વળગી, કાન પકડ કરી અળગી જી;
નીરાંતે ચીતામાં જો જો, બેઠી બેઠી સળગી જી. માયા૦૧૨

## પદ ૯ સું.

## ષડ્રિપુ.

ષડ્રિપુને ઝીતો શિષ્યો, કથા સાંભળી મારી જી;
તરવાની એ તો તમે જાણો, ખરી બતાવી બારી જી. ટેક. ૧
કામ કઠણ છે જાણો એ તો, અમો મુખથી ભાખું જી;

---

૮ એવાં દ્વંદ્વને—સુખ દુઃખ વગેરે દ્વંદ્વ( જોડાં )ને.

ગુરૂગમે તો સૈં'લું સટ છે, મારગ તેને દાખું જી. ષડ્રિપુને૦ ૨
સતસંગ તો રોજે કરવો, પેટ પૂરતુ કમાવું જી;
તે પણ જો કોઈ આપે તો, બેઠાં બેઠાં ખાવું જી. " ૩
અતિ આહાર જાણી તજવો, એ પણ એક છે ખોટું જી;
હક અલ્લા એમ બોલ્યા કરવું, નામ નિરંજન મોટું જી. " ૪
લુબ્ધામે તું ચિત્ત ન રખે, મેરા તેરા છોડે જી;
છ રિપુ તો તેરી પાસે, હાથ આવી જોડે જી. " ૫
મેને કહ્યા હે વેસા કરજો, પીછે અરિસે ડરજો જી;
કયા કરના હે વો તો આઇ, ગુરૂકે પદ ધરજો જી. " ૬
બડે બિકટ વો અરિકુ જાનો, ગુરૂપ્રતાપે સીધે જી;
હાલ ઊઠે જ્યું સૂકા પાના, ગુરૂગ્યાનામૃત લીધે જી. " ૭
નીરાંતકું તો નીરાંત ભઇ હે, નામકી નિશા પીધે જી;
આપમે આપ જાન લિયા હે, વો કાહેસે બીધે જી. " ૮

## પદ ૧૦ મું.

### ચિત્તશુદ્ધિ.

હવે હું સુણાવું રે, સહુ સુણો તમે;
આંખે અંધારૂં રે, આવ્યું તે કાઢું અમે. ટેક. ૧
ખરી ખાંતસે ખેલ બતાવું રે, ખરી વાતો વદી;
વૃત્તિ તમારી ગઇ છે રે, જાણો બહુ મદી. હવે૦ ૨
હું મારૂં એ વળગ્યાં રે, તેનો કરૂં નિરણે;
સત્યા સત્ય બતાવું રે, ગાળી જ્ઞાનગરણે. હવે૦ ૩
સમજ લાવી શીખો રે, વાત સાચી કહેની;

---

૨ ગુરૂગમે–ગુરૂ પાસેથી મળેલા જ્ઞાનથી. ૫ મેને–મેં. કયા કરના હે—શું કરનાર છે? ૮ કાહેસે–શાનાથી?

અતિ લખી નિર્મળ રે, બોલ્યું બંધ રહેની. હવે૦ ૪
બ્રહ્મવિદ્યા એ તો બડી રે, આજ અમો કહું;
એક ચિત્તે સુણજો રે, મળી તમે સહુ. હવે૦ ૫
બંધન તો છૂટે રે, તમને જે લાગ્યાં;
દુઃખડાં ખૂટે રે, વળગ્યાં આવી લાગ્યાં. હવે૦ ૬
સિદ્ધાંત સમજાવું રે, પ્રકૃતિ પુરૂષતણો;
જામે તુમ જોશો રે, માલને મહિમા ઘણો. હવે૦ ૭
ચિત્તની ચેતવણી રે, અમો આજ ભાખું;
બાકી નવ કાંઇ રે, અમો ભાઈ રાખું. હવે૦ ૮
ચિત્ત હોય ચોખું રે, તો મીલે બ્રહ્મરાઈ;
ચિત્ત હોય ચોખું રે, સુધરે બગડ્યું ભાઈ. હવે૦ ૯
ચિત્ત હોય ચોખું રે, તો ગાઓ ગ્યાન ગાજી;
ચિત્ત હોય ચોખું રે, તો ચઢો ગ્યાનવાજી. હવે૦ ૧૦
ચિત્ત હોય મેલું રે, પારે આવ્યા બૂડો;
ચિત્ત જેનું મેલું રે, લહું નિત્ય ઝૂડો. હવે૦ ૧૧
ચિત્ત હોય મેલું રે, ગુરૂગમ નવ લાધે;
ચિત્ત એવું જાણો રે, મારે અને બાંધે. હવે૦ ૧૨
તેથી જોઇ ચાલો રે, ચિત્તને શુદ્ધ કરી;
ગ્યાનઘટ ભરવા રે, ચિત્ત એ તો સુરભિ ખરી. હવે૦ ૧૩
ચિત્તથી કંઇ ચમક્યા રે, કંઇક ગ્યાની ભયે;
કંઈક મસ્તાને રે, કંઇક કે દુઃખ ગયે. હવે૦ ૧૪
નીરાંત ચિત્ત ચોખું રે, કરી કથા સુણિયે;
ખરી વાત ખાંતે રે, સુણી શીશ ધુણિયે. હવે૦ ૧૫

---

૭ જામે–જેમાં. ૧૦ વાજી—ઘોડો. ૧૩ સુરભિ—ગાય.

## પદ ૧૧ મું.

### એકાગ્રતા.

યોગીઓકું દેખા રે, બ્રહ્માકો ભજન ભાઈ;
દૂજી નવ કાંઈ રે, નિરખી સંત સાંઈ. ટેક. ૧
દેહ જૂદા રે, આતમા ઓળખના;
સૂક્ષ્મ રૂપે રે, વાહીકું લખના. યોગી૦ ૨
પોતે પ્રકાશે રે, બીજાનું નહિ તેજ તેને;
સ્વયંપ્રકાશી રે, ઓળખો આતમા એને. યોગી૦ ૩
ભેદ વાકુ નાહીં રે, બ્રહ્મ વાકુ જાનો;
ઉદાસીન હોઇ રે, જોઇ સબ પિછાનો. યોગી૦ ૪
અદ્વૈતરૂપે રે, વા'લાજી રમતા;
માનો રમે રાસે રે, ગોપીઓને ગમતા. યોગી૦ ૫
ગોવર્દ્ધન તોળે રે, ગૌવાંને ચારે;
પણ રૂપ અદ્વૈત રે, માનવું તારે. યોગી૦ ૬
અદર્શ નથી એ તો રે, જોવામાં આવે;
મનવા હોય સાધ્યા રે, તબ વાકો ભાવ ભાવે. યોગી૦ ૭
નહિ તો નથી કાંઇ રે, મૂર્ત્તિ નથી એની;
અજાયબ વો હે રે, જોડી નથી કો જેની. યોગી૦ ૮
જુઓ નવું દાખું રે, ઉઘાડી આંખે સબ દેખે;
વા'લો એથી ન્યારો રે, રૂપ નવ કો પેખે. યોગી૦ ૯
મીચો આંખ જ્યારે રે, વા'લો તને આવી મળે;

---

૨ ઓળખના–જાણવો. ૭ મનવા સાધ્યા હોય–મન વશ કર્યું હોય.
૮ વો–તે–બ્રહ્મ.

પાપ બળે પે'લાં રે, મળે એ તો બ્રહ્મબળે. યોગી૦ ૧૦
નથી દેવળમાં બેઠા રે, જે જાઈ તું ઝાલે;
છે દેવળમાં બેઠો રે, ખરી આંખે તું ભાળે. યોગી૦ ૧૧
આંખ જોઇયે તેવી રે, જો બ્રહ્મકો દેખે;
ન મળે એ તો જાણો રે, ગમે એત્તા ભેખે. યોગી૦ ૧૨
મળે સાંઇ સાચા રે, દેખાવે પળમે;
મનવા વશ કરતાં રે, આવે એ કળમે. યોગી૦ ૧૩
તહીં નવ આવે રે, બડા જ્યાકા ડંકા;
તોડી જીને જાનો રે, રાવણકી લંકા. યોગી૦ ૧૪
સાહેબ હે વેસા રે, નીરાંતકી પાસે;
મનવા કરો તાર રે, દિખા દેઉં જો આશે. યોગી૦ ૧૫

## પદ ૧૨ મું.

### બ્રહ્મદર્શન.

જબ દેખો સાંઈ રે, તબ તનકું તોડો;
વસે વો રાઇ રે, સબ હું તું છોડો. ટેક. ૧
બ્રહ્મકુ દેખો રે, તબ લગે દેહ કચ્ચી;
બ્રહ્મકું દેખો રે, તબ માયા નવ સચ્ચી. જબ૦ ૨
બ્રહ્મકું દેખો રે, તબ ક્રોધકું જાળો;
દયાલકું દેખો રે, તબ કામ નવ ભાળો. જબ૦ ૩
દયાળકું દેખો રે, લોભકું છોડો;
હરિસે હરખો રે, મોહકું મોડો. જબ૦ ૪

---

૧૦ આવી મળે–ધ્યાનમાં. પાપ બળે––પાપ નાશ થાય (જપાદિ સાધનથી).

૧૧ દેવળમાં–દેહરૂપી દેવળમાં બેઠો છે. ૧૨ એ–બ્રહ્મ. ૧૩ સાંઈ–ગુરૂ. ૧૫ તાર–એકતાર–એકાગ્ર.

દામોદર દેખો રે, મદકું મારો;
માધવકું મીલો રે, મત્સરકું જારો. જબ૦ ૫
થાય ઉજારો રે, જગત મિથ્યા ભાસે;
બ્રહ્મકું ભેદો રે, હે ઘટકી પાસે. જબ૦ ૬
બ્રહ્મ બડા દાના રે, આઇ ઘટમે બેઠા;
બ્રહ્મ બડા દાના રે, પ્રતિબિંબમે પેઠા. જબ૦ ૭
રામ રહ્યો રમી રે, તેને ઓળખે મુક્તિ;
રામ રહ્યો રમી રે, ખોટી નથી જુક્તિ. જબ૦ ૮
રામ રહ્યો રમી રે, ખરૂં મારે કે'વું;
રામ રહ્યો રમી રે, કંઇ મારે નથી લેવું. જબ૦ ૯
રામ રહ્યો રમી રે, રામ સબ જગ બેઠો;
રામ રહ્યો રમી રે, અંતરમાં એ પેઠો. જબ૦ ૧૦
રામ રહ્યો રમી રે, ભજન વાકો કીજે;
રામ રહ્યો રમી રે, ભાવ વાકો લીજે. જબ૦ ૧૧
રામ રહ્યો રમી રે, કામ વોહી આવેગો;
રામ રહ્યો રમી રે, શિષ્યો હમ ભાવેગો. જબ૦ ૧૨
રામ રહ્યો રમી રે, પાસે આવો દેખાડું;
રામ રહ્યો રમી રે, સારી સમજ પાડું. જબ૦ ૧૩
રામ રહ્યો રમી રે, નીરાંતને નામે;
રામ રહ્યો રમી રે, આવે સહુને કામે. જબ૦ ૧૪
રામ રહ્યો રમી રે, નીરાંતકું ભેટ્યો;
રામ રહ્યો રમી રે, નીરાંતથી નવ છેટો. જબ૦ ૧૫

---

૬ ઉજારો—અજવાળું. ભેદો—જાણો.

## પદ ૧૩ મું.

### સંગત્યાગ.

સંગ બૂરાડે રે, સંગથી પ્રીતિ વાધે;
સંગ બૂરાડે રે, સંગથી સારૂં સાધે. ટેક. ૧
સંગ બૂરાડે રે, સંગથી વ્યસની બને;
સંગ બૂરાડે રે, સંગથી રીઝે મને. સંગ૦ ૨
સંગ બૂરાડે રે, સંગથી કૂડું કરે;
સંગ નિંદે સાધુ રે, સંગથી મોટા ડરે. સંગ૦ ૩
સંગ નથી સાચો રે, સંગથી તર્યા બૂડે;
સંગ નથી સાચો રે, પ્રાણ આપ્યા જુઓ સૂડે. સંગ૦ ૪
સંગ નથી સાચો રે, જડભરત જો જો;
સંગ એવો સાચો રે, જાણી જોઇને રોજો. સંગ૦ ૫
સંગત બગાડે રે, તપસીને તપથી;
સંગત બગાડે રે, જપીલો જપથી. સંગ૦ ૬
સંગત બગાડે રે, સારાને ખોટો કરે;
સંગત બગાડે રે, લાભમાં તોટો કરે. સંગ૦ ૭
સહુ રીતે જાણો રે, સંગતથી સારૂં નથી;
સંગત છે ખોટી રે, કોઇ મારૂં તારૂં નથી. સંગ૦ ૮
સંગત છે એવી રે, જોઇને કરજો;
સંગતથી છૂટો રે, તો તો ગ્યાન કંઈ ભરજો. સંગ૦ ૯
સંગ જો બગાડે રે, તો એથી ડરજો;
સંગ જોઇ કરવો રે, ખોટું સહુ પરહરજો. સંગ૦ ૧૦
સંગ તો સુધારે રે, એક હોય સાધુતણી;
સંગ સુધારે રે, સાધુ માંહી મમતા ઘણી. સંગ૦ ૧૧

સંગ સુધારે રે, સાધુ મન માંહી વશ્યા;
સંગ સુધારે રે, મરતા સુધી નવ ખશ્યા. સંગ૦ ૧૨
સંગ એવો શોધો રે, નહિ મળે ઝટ લેઈ;
સંગ એવો શોધો રે, કામના ધરો કેઈ. સંગ૦ ૧૩
સંગ મળે એવો રે, ઝટ જઈને સાંજો;
સંગ મળે એવો રે, તદ્રૂપ તો થાજો. સંગ૦ ૧૪
સંગ મળે સાચો રે, જાણો એક સાધુતણો;
નીરાંત તો જાચો રે, મહિમા વાધે ઘણો. સંગ૦ ૧૫

## પદ ૧૪ મું.

### સદ્ગુરૂનાં લક્ષણ.

આવો સંત દેખાડું રે, જોઈ મનમાં રાચો;
શિષ્યો તમે સુણો રે, સાધુ જોવો સાચો. ટેક. ૧
સંગ જેને તરવું રે, ત્યારે તે તમે સમજો;
જોઈ એવો બોલો રે, બીજાથી નવ ભમજો. આવો૦ ૨
સુખ દુઃખ લાગ્યું રે, કરમકે અનુસારે;
ભલું ભુડું ભાગ્યું રે, સંતકે શિર તારે. આવો૦ ૩
આધિવ્યાધિ છૂટે રે, સંત કો દેખે;
વત્તું ઓછું નાહીં રે, સંતકે લેખે. આવો૦ ૪
નાનું મોટું નવ જાણો રે, સંત જે સાચા;
જૂઠી સાચી નહિ રે, ખપની બોલે વાચા. આવો૦ ૫
તારી મારી તોડી રે, દેહ બ્રહ્મમે જોડી;
હું તુંને સૂવાડી રે, વાસના કરી ખોડી. આવો૦ ૬

---

૧૩ કામના-ઇચ્છા.
૬ હું તુંને-ભેદબુદ્ધિને.

આજ કાલ ભૂલ્યા રે, સંત તેને નાણો ;
રાત દહાડો એક રે, તેવા સતને માણો. આવો૦ ૭
નિદ્રા તંદ્રા જાણે રે, ભેદ જેહ ભોગે નહિ;
ખારૂં ખાટું મૂક્યું રે, જુગતી જોગે નહિ. આવો૦ ૮
ગળ્યું કડવું એક રે, જેને મન ભાઇ વશ્યું;
દ્વંદ્વ જાણ્યાં એક રે, તેવા સંગે મનડું રશ્યું. આવો૦ ૯
દયાવાળો દાનો રે, દયાળ નામ લોક ભાખે;
દયા સહુમાં મોટી રે, ક્રૂરપણું નવ રાખે. આવો૦ ૧૦
શત્રુ નવ કોઇ રે, જેને આ દુનિયામાં;
મિત્ર નહિ કોઈ રે, પલળ્યા રાખે મીણિયામાં. આવો૦ ૧૧
મૂર્ત્તિ જેની શાંત રે, ભલીભાતે પેખો;
કૂડું નહિ કાંઇ રે, એવા સંત જઈ દેખો. આવો૦ ૧૨
કથા કરે સાચી રે, વ્યર્થ વાચા નવ બોલે;
ખરૂં ખોટું કે'તા રે, કથની બીજી નવ તોલે. આવો૦ ૧૩
જરૂર જેતું બોલે રે, બીજી નહિ વાતો;
કથા એક તેની રે, જણાયે જેની જાતો. આવો૦ ૧૪
એવા ગુરૂ જુઓ રે, પછે જઇ સંગ કરજો;
નીરાંત સંગ તારે રે, બીજાથી તમે ડરજો. આવો૦ ૧૫

## પદ ૧૫ મું.

### બ્રહ્મદર્શનનો લાભ.

જ્યારે તમે જાણો રે, આતમા તમતણો;
ત્યારે સુખ માણો રે, જેનો મહિમા ઘણો. ટેક. ૧

---

૭ નાણો—પરીક્ષાકરી જુઓ. ૮ ભેદ ૭૦—ભેદ ભોગે ( રાખે ) નહિ. ૯ દ્વંદ્વ—સુખ દુઃખાદિ જોડાં. ૧૧ પલળ્યા—પલળતાં. રાખે—બચાવે.

રૂપ નહિ પણ રૂપ દેખો રે, મન થાય મસ્તાનું;
લાલ આંખ જોઇને રે, નિંદા તમે ભાનુ. જ્યારે૦ ૨
કાન્તિ એવી તમને જણાયે રે, મનમાં આવે જેમ;
એ રૂપ તો હુંથી કેમ ભણાયે રે, રાખું જેમનું તેમ. જ્યારે૦ ૩
અજાયબ એ તો રે, જોશો ત્યારે જડશે;
ત્યારે મન થાશે રે, પગ આગે પડશે. જ્યારે૦ ૪
ગુરૂકેરૂં ખરૂં લાગે રે, જ્યારે તમે સાંઈ દેખો;
નવું કાંઇ પેખો રે, કટે કરમ રેખો. જ્યારે૦ ૬
સૂરજને તમે ભાળો રે, એને તમે દાસ કહો;
તડકો કાઢે તારેકાજે રે, એવી તમે આશો રહો. જ્યારે૦ ૫
તેં તો કામ સોંપ્યું રે, તે તો સૂરદેવ કરે;
દૃષ્ટિ થાય તીખી રે, ત્યારે ભાનુ જશો ડરે. જ્યારે૦ ૭
ચંદ્ર વોહી તેરા રે, દાસ તુને દીસે;
આધા કિયા તુને રે, કામના ખોટી મિષે. જ્યારે૦ ૮
મેઘ આવી વરસે રે, ડર ભાઇ ! તારે;
થોડો કે' તો થોડો રે, ઘણો કે' તો પડે ભારે. જ્યારે૦ ૯
પણ એ સહુ ક્યારે રે, અજ્ઞાન રાહુ નવ જુવે;
શંકર પાસે પેસે રે, જ્ઞાનતણી સેજે સૂવે. જ્યારે૦ ૧૦
બ્રહ્મા વેદ ગાયે રે, ભજન કરી તારૂં;
વિષ્ણુ વાણી બોલે રે, વદી સારૂં સારૂં. જ્યારે૦ ૧૧
સરસ્વતી વીણા વાયે રે, ત્યારે તારો બ્રહ્મ જાગે;
નારદ આવી નાચે રે, ભ્રમ તારો ભાગે. જ્યારે૦ ૧૨
કુબેર આવી જાચે રે, ખરચવા શું જોઇએ;

---

૮ આધા૦—કામના રૂપ ખોટા નિમિત્તથી તેં તેને આઘો કર્યો છે.

વસુ ઊભા પાસે રે, તાકે તારી તે સોઇએ. જ્યારે૦ ૧૩
એવું થાય ભાઈ રે, એક બ્રહ્મને જાણે;
સુખ મળે સાચું રે, પરબ્રહ્મ માણે. જ્યારે૦ ૧૪
નીશંત એવું છોડી રે, સુખ તું કેમ અલ્યા;
સુખ અતિ થાશે રે, બ્રહ્મ જાય તુમાં ભળ્યા. જ્યારે૦ ૧૫

## પદ ૧૬ મું.

### માયારૂપ કથન.

વારંવાર પૂછો રે, આજ અમે તે કહીએ;
ખરૂં બતાવું રે, તમે સુખી રહીએ. ટેક. ૧
મનને વારો રે, તો તો કંઈ સમજાશે;
નહિ બોલ્યું મારૂં રે, ભાઇ મિથ્યા થાશે. વારંવાર૦ ૨
શૂન્યમાં અમો જઇએ રે, આજ ખોળી લાવું;
તે તમને બતાવું રે, રહે નહિ બીજું સા'વું. વારંવાર૦ ૩
મને જ્યારે માનો રે, ત્યારે હા કે'જો;
નહિ તો નવ કે'વું રે, બોધ મારો ગ્રે'જો. વારંવાર૦ ૪
ખરી ખોટી કે'ની રે, વાસે કછું નહિ વાંધો;
સમજ્યા વિના હાહા રે, અર્થ વાસે કયા સાધ્યો. વારંવાર૦ ૫
મન માને તેરા રે, તબ તું તો અટકે;
મમત ના તાણે રે, મિથ્યા ના ફટકે. વારંવાર૦ ૬
વાદ નામ ન થાયે રે, બાદસે તો ડરના;
કથા નવ અધૂરી રે, આજ હમારે કરના. વારંવાર૦ ૭
શિષ્યકું સમજાયા રે, જઈ નવ બીજે પૂછે;
તો તો સમજાયા રે, મન ભર જાય રૂચે. વારંવાર૦ ૮

---

૪ મને—મનમાં. ૫ વાસે—એથી.

ખરી બાત કેની રે, ખોટીકું દિખલાની;
વાસનાકુ દાખી રે, વાકુ સત્ય તજાની. વારંવાર૦ ૯
એસી કથા વાંચું રે, સુણો સબ ભાયા;
ભ્રમ જાય ભાગી રે, સમજો જો માયા. વારંવાર૦ ૧૦
વારંવાર પૂછો રે, માયા કોણ ગુરૂ;
આજ સબ કહું રે, રાખું નહિ અધૂરૂં. વારંવાર૦ ૧૧
તુમ કહો તો બોલું રે, મન તન એક હોયે;
ડરૂં અમે આજ રે, મિથ્યા નવ વાણ બોયે. વારંવાર૦ ૧૨
પ્રકૃતિ પુરૂષ બતાવું રે, જો મનમે સંશે;
આનંદમે રેલો રે, જ્ઞાન કે દંશે. વારંવાર૦ ૧૩
લીલા વો દોનુકી રે, કર્મ કહું સબ ભાઈ;
વાકી જે સગાઇ રે, જણાવું બ્રહ્મરાઇ. વારંવાર૦ ૧૪
પીછે તમે રીઝો રે, મનવા મગન થશે;
નીરાંત દુઃખ નાશી રે, તારૂં આજ જશે. વારંવાર૦ ૧૫

## પદ ૧૭ મું.

### પુરૂષપ્રકૃતિ.

રાધા અને કૃષ્ણ રે, શિષ્ય તમે સૂણ્યાં;
રૂક્મિણી ને કૃષ્ણ રે, જોઈ તારાં શીશ ધૂણ્યાં. ટેક. ૧
સત્યભામા કૃષ્ણ રે, નામે તમે ભાઈ જાણ્યાં;
કાળિંદીની તીરે રે, જેણે સુખ માણ્યાં. રાધા૦ ૨
ગોપી અને કૃષ્ણ રે, એકમેકે રમતે;
રામ અને સીતા રે, વન વનમે ભમતે. રાધા૦ ૩
શિવ અને શક્તિ રે, તેં તો સુણી હશે;

---

૯ સત્ય—નિશ્ચય. તજાની-તજાવની—તજાવવી.

બ્રહ્મા સાવિત્રી રે, તારે મને વસે. રાધા૦ ૪
એમ દેવ બે બે રે, નર અને નારી;
એ તે ખરૂં હશે રે, કે ખોટે જાયે રે હારી. રાધા૦ ૫
એવું મન આવ્યું રે, તે તો આજ હું કહું છું;
પ્રકૃતિ અને પુરૂષ રે, જાણી સુખી રહું છું. રાધા૦ ૬
છે એ બે કેવાં રે, તમને સમજાવું;
પછે નહિ ભાઈ રે, તારે કંઈ જાવું. રાધા૦ ૭
પણ ધ્યાન રાખે રે, તો તો સબ જાણે;
ધ્યાન કદા ચૂકે રે, તબ કછુ ના માણે. રાધા૦ ૮
પુરૂષરૂપ વોહી દેવા રે, બ્રહ્મ જાકો ભાખે;
અપાર ગુણ જેના રે, નિગમ નેતિ નેતિ દાખે. રાધા૦ ૯
કોઇ નવ જાણે રે, રૂપ તેનું કેવું;
ભક્ત કહે હું તો રે, નિત્ય જેને સેવું. રાધા૦ ૧૦
તે પુરૂષને વળગી રે, આવી અણતેડી;
નિર્બંધ તો જાતે રે, ઉપર પડી બેડી. રાધા૦ ૧૧
માયા નામ તેનું રે, પ્રકૃતિ કોઈ કહે;
ગુડ ગોળ એકજ રે, ભેદ દેશ વિષે રહે. રાધા૦ ૧૨
ઘણી તરછોડી રે, તોય વળગી આવી;
ભ્રાંતિ પમાડી રે, જ્યાકે મન ભાવી. રાધા૦ ૧૩
અલખ ભૂલાગા રે, દેહકે બીચ જોડા;
માયા નામ તાકા રે, હરિકુ નહિ છોડા. રાધા૦ ૧૪
દેહકે બીચ વ્યાકુળ રે, કર ડાલા ઈને;
નીરાંતે નીકાલ્યા રે, શ્રમ લેકે ચીને. રાધા૦ ૧૫

---

૧૧ નિર્બંધ—સંબંધ. ૧૨ દેશ વિષે—દેશ ભાષા વિષે.

## પદ ૧૮ મું.

### પ્રકૃતિનો પરિવાર.

પ્રકૃતિ છે મોટી રે, માયા જેનું નામ કે'છે;
કુવે રૂપે રે'છે રે, સંત તેનું કામ કે'છે. ટેક. ૧
સહુ વસે એમાં રે, કોઇમાં નવ એ વસતી;
ખશીજાય સરવે રે, એ તો ભાઇ નવ ખસતી. પ્રકૃતિ૦ ૨
મિથ્યા નથી એ તો રે, ખરી એ તો જાણો;
પણ રખે માણો રે, આજથી એ તો જાણો. પ્રકૃતિ૦ ૩
પૃથ્વી એ તો એની રે, જાણો તમે જણી;
જળ એ તો એનું રે, કહીએ અમે ભણી. પ્રકૃતિ૦ ૪
તેજ તેમ તેનું રે, વાત સાચી કહેવી;
વાયુ બેટો એનો રે, માનો એને દેવી. પ્રકૃતિ૦ ૫
આકાશ આવું મોટું રે, એ તો એને પેટે વસે;
ગંધ જાણે એ તો રે, રસમાં રસે કસે. પ્રકૃતિ૦ ૬
રૂપ જેને કો'છો રે, વો તો ભાઇ વામે વસે;
સ્પર્શ નામ એનું રે, શબ્દ જે દેખો દશે. પ્રકૃતિ૦ ૭
જોવું તે તો એનું રે, સ્વાદ તે તો એનો ભણો;
સુણો એ તો ભાઈ રે, ચમડી તો યાકી ચણો. પ્રકૃતિ૦ ૮
સુંઘે સારૂં સારૂં રે, બોલે એ તો નહિ બીજી;
હલવે હાથ જાલે રે, ચાલે પગે એ રીજી. પ્રકૃતિ૦ ૯
નારી છતાં શિશ્નુ રે, કંથ જેનો વિષ્ણુ;
ફરાગત એ તો રે, ધણી જેનો વિષ્ણુ. પ્રકૃતિ૦ ૧૦

---

૭ દશે–દિશે–દિશાઓમાં. ૧૦ શિશ્નુ–જનનેંદ્રિય. ફરાગત–મલોત્સર્ગ–ઝાડો.

મન એમાંથી રે, થયું જાણો સરવેં;
બુદ્ધિ એ તો બેટી રે, લાવે એને એ ગરવે. પ્રકૃતિ૦ ૧૧
અહંકાર એવો રે, છોકરો કરી રાખ્યો;
ચિત્તને જણ્યું છે રે, એવો એનો છે શાખો. પ્રકૃતિ૦ ૧૨
બ્રહ્મને ભૂલાવ્યો રે, માયા દેવી એ મોટી;
કાળ યાકો ચેરો રે, વાત નથી ખોટી. પ્રકૃતિ૦ ૧૩
ચોવીસ તો જાણો રે, બેટા બેટી એનાં;
પચીસમો કાળ રે, રૂપ છે જેનાં. પ્રકૃતિ૦ ૧૪
એવી પ્રકૃતિને નમી રે, કથા કહીએ;
નીરાંત મન રાજી રે, સુખીઆ તો થઇએ. પ્રકૃતિ૦ ૧૫

## પદ ૧૯ મું.

પુરૂષનું રૂપ ભાખી રે, પ્રકૃતિતણું કહ્યું;
સીધું સમજાવ્યું રે, ગુરૂએ જેવું કહ્યું. ટેક. ૧
આજ કથા એટલી રે, કહી અમો ઉઠું;
કાલે આવો કે'શું રે, ભણવું નથી જૂઠું. પુરૂષનું૦ ૨
કથા કે'વી સાચી રે, પુરાણી જ્યારે થયા;
પુરાણીકા નાતા રે, મનમે અમે ગ્રહ્યા. પુરૂષનું૦ ૩
પુરાણી કથા આવી રે, કરો સબ મન લાઇ;
તો તો શ્રોતા રીઝે રે, અચ્છા દિયો સમજાઇ. પુરૂષનું૦ ૪
માન પામો મોટું રે, ખરા ખરા સહુ કે'શે;
સચ્ચ બાત માનો રે, નીરાંત ભગત કે'છે. પુરૂષનું૦ ૫

## પદ ૨૦ મું.

શિષ્ય મળો ટોળે રે, ઘટમે સમજો;
પૂછી માંહી માંહી રે, ખરા તમે પચજો. ટેક. ૧

---

૧૩ યાકો—એનો. ચેરો— ચેલો. ૩ નાતા—સંબંધ.

જો નવ જાણો રે, કાલે આવી પૂછો;
અમો સમજાવું રે, મનમે રૂચ્યો. શિષ્ય૦ ૨
ધ્યાન ધરી જો જો રે, ખરૂં કે'વું મારૂં;
નવ બોલો મુખે રે, હા હા બહુ સારૂં. શિષ્ય૦ ૩
નહિ તો થાશે કેવું રે, તે અમો કહીએ;
લોટ નારી દળતી રે, ત્યાંહી જોવા જઇએ. શિષ્ય૦ ૪
ઉંઘે બેઠી બેઠી રે, લોટ કૂતરાં ચાટે;
દળી દળી મરતી રે, જાગી ભરી ઉચ્ચાટે. શિષ્ય૦ ૫
તેવું નવ થાય રે, મનમાં સહુ ધરજો;
નથી કહ્યું મેં તો રે, કૂડું કે તમે પરહરજો. શિષ્ય૦ ૬
ભેંશો નથી જોઈ રે, અમે ભાગવત ભણિયા;
હંસો જોઈ બોલ્યા રે, વિવેકે ખીર નીર ગણિયા. શિષ્ય૦ ૭
કાલે કે'તા આવો રે, જાઉં કથા સુણવા;
ધારો મન કેવું રે, તમે પાવન કરવા. શિષ્ય૦ ૮
બોલો બ્રહ્મ બ્રહ્મ રે, જય જય એની ભણો;
અચ્યુત એ કેશવ રે, ગુણ નિત્ય એના ગણો. શિષ્ય૦ ૯
સાહેબ છે સહુનો રે, બચ્યો તો આવો કાલે;
નીરાંત બ્રહ્મ ભાળે રે, ગાઈ રસ બ્રહ્મ તાલે. શિષ્ય૦ ૧૦

## કથા ૨ જી.

### પદ ૧ લું.

કથા સાંભળવા આવો મારી, કહું વાત તો ધારી ધારી; ૧
વૃત્તિ એક કરો સંતો, સુણો મોટા મહંતો.
બીજા દિવસની કથા આજ, મળે સુણવેથી બ્રહ્મરાજ;
હોજાવે સબ કામ, મીલે અંગમેસે રામ. ૨

વેશી કથા અમારી, જો ધ્યાનદૃષ્ટિએ બિચારી;
તો તો થાયે કામ, મીલે તમકું સુંદરશ્યામ. ૩
તેરા નેહ જો તું દેખે, ઉસીકી બાત વિષેખે;
કેવી રીત થયો તેહ, આજ દાખું નિઃસંદેહ. ૪
એની કેવી બલિહારી, તે તો આજ કહું વિચારી;
થાય આનંદ શિષ્યો જેમ, મારે કથા કે'વી તેમ. ૫
ભલે નિંદો બંદો કોઇ, જોવી બ્રહ્મની એક સોઈ;
નથી ઢોંગી ધર્મને મરવો, નથી બ્રહ્મ નિરાળો કરવો. ૬
અભેદ અછેદ તમને કે'વો, દેહી માંહી બતાવી દેવો;
થાવ સુખી જે જે વાતે, મારે કે'વું તે તે જાતે. ૭
બ્રહ્મરૂપે આપણ થઈશું, ત્યારે તો આનંદે રહીશું;
કહી હમણાં બીજી વાતો, જેથી જણાયે જાતો. ૮
લીલા બ્રહ્મકેરી છે ભલી, જેની નિશાની કંઇક મળી;
તેથી વાત અમસે હોવે, દૂજા કયા જાને વો રોવે. ૯
નિગમ નેતિ નેતિ ભાખે, વાકો રૂપ કોઇ ન દાખે;
ધન્ય ધન્ય કહે સબ કોઇ, યાકો કૌન ભાઈ જોઈ. ૧૦
તુમારે સંશય સબ મીટાવું, એક એક કરી સમજાવું;
પહિલા કહ્યા જો જો હમને, સ્મૃતિમે રખલેના તમને. ૧૧
દેહીકી કે'તાહુ બાત, સુનો તો હોવે સાક્ષાત;
નીરાંત નામકા જાને મર્મ, વાકે છૂટ જાવે કર્મ. ૧૨

## પદ ૨ જું.

એ દેહ દેખો તુમારા, વાંહી નિશાન હે અમારા;
વો કેસે પરગટ ભયા, વાકા સંશે જોઇશે દહ્યા. ૧

---

૧ એ ઇ૦–સાંખ્યમતાનુસાર જગદુત્પત્તિ કહે છે.

એક કમલ ભયા ઉત્પન્ન, જલમે જાનો સહુ જન;
વાકે છિદ્ર પાડે ભગવન, મેં સુનાવું હોઈ મગન. ૨

પછે એ કમલ તો ખીલા, જાકુ જગજીવન મીલા;
પહેલે મુખ હુઆ તુમારા, અબ સુનો સબ અમારા. ૩

ઈસિમે આઈ કૌન સમાવે, વાકો ભેદ ગ્યાની પાવે;
બાની ઈંદ્રી જાનો, વાકો દેવતા અગ્નિ માનો. ૪

પછે થયું નાક જેહ, ઘ્રાણ ઈંદ્રી કહીએ તેહ;
એનો દેવ વાયુ જાણો, તન મનથી આપ વિખાણો. ૫

પછે થઈ આંખો બેય, ચક્ષુ ઈંદ્રી કે'છે તેય;
એનો દેવ સૂરજ મોટો, જેનો કોઈ નથી જોટો. ૬

કાન થયા પછી સાર, શ્રોત્ર ઈંદ્રી કે' નિરધાર;
એનો દેવતા દિશા જાણો, મારૂં કહ્યું સાચું માનો. ૭

ત્વચા થઈ પછે ઉત્પન્ન, રોમ કેશ ઈંદ્રી પાવન;
એનો દેવ કહીએ જેહ, સર્વ ઔષધિ નામે તેહ. ૮

ગુહ્યેંદ્રિય પછે થાય, વીર્ય ઈંદ્રી તો મનાય;
એનો દેવતા વરૂણ, જાણો થાશે પુણ્યે. ૯

થઈ ગુદા પછે જેહ, અપાન ઈંદ્રી તેહ;
તેનો દેવ છે ભાઈ મોટો, જેનો કોઈ નથી જોટો. ૧૦

જેનું નામ સુણી કંપો, જેનાથી નહિ જંપો;
વો દેવ હે વાકા ભાઈ, મૃત્યુ નામ જાનો સમુઝાઈ. ૧૧

નામ નીરાંતનું જો લેવે, સબ દેવ આવી સેવે;
નામે તર્યા બહુતાઈ, મીલગઈ છે જુદાઈ. ૧૨

---

૧૨ બહુતાઇ—અર્થાત્ ઘણા. મીલગઇ—મળીગયા.

### પદ ૩ જું.

જો કમળ હુઆ આદ્ય, વાકો સુણો સાદ;
ગુદકે દેવતા કહે, અબ આગે કયા રહે. ૧
હાથ હુએ વાકે ઉત્પન્ન, બળ ઇંદ્રિ હે પાવન;
દેવતા માનો બડ રાઇ, સુરદેવ જાનો કામ પાઇ. ૨
પગ હુએ પીછે જાન, ચલનઇંદ્રી વાકી માન;
વિષ્ણુદેવ બડે મહત્તાઈ, જ્યાકે ભક્તલોક ગુન ગાઈ. ૩
હુઈ નાડી જો પીછે રે'તી, રૂધિરમે સમાઇ કે'તી;
વાકા દેવ હે ભાઈ, નદી નામે જાત્રા જાઇ. ૪
પેટ થયું પછે સારૂં, સાંભળ કે'વું મારૂં;
ક્ષુધા તૃષ્ણા ઇંદ્રિ જાનો, સમુદ્ર દેવતા પીછાનો. ૫
પીછે હૃદય જાણ, જામે પ્રકટ રહે ભાન;
વાકો ઇંદ્રિ જાનો મન, દેવતા વિધુ હે ધન. ૬
હે એ તો સબસે ન્યારા, સુનો સુનાઉં મારા;
સબમે હે એક એક, તામે હે અનેક. ૭
બુદ્ધિ ઇંદ્રી એમાં, બ્રહ્મ દેવતા છે જેમાં;
અહંકારઇંદ્રી એમાં, રૂદ્ર દેવતા છે તેમાં. ૮
વળી ચિત્તઇંદ્રી જાણો, જીવ દેવતા પ્રમાણો;
એ વિધિનું તારૂં રૂપ, તું તો સર્વતણો ભૂપ. ૯
દેવ કારજ તારૂં કરે, તું તો ભટકી પેટ ભરે;
એથી કારજ ના સરે, મરે અને અવતરે. ૧૦
માને મારૂં તો છૂટે તાપ, બ્રહ્મ જાણે તો જાણે માપ;
અમે થોડું સમજાવું, નથી ભાણે બેશી ખાવું. ૧૧

---

૨ સુરદેવ—ઈંદ્ર. ૬ વિધુ—ચંદ્ર.

ગુરૂ ગમની એતો વાતો, મીટી અજ્ઞાનની રાતો;
નીરાંત થાયે તદ્રૂપ, જાણે દેહ જો અનુપ. ૧૨

## પદ ૪ થું.

પરમાત્મરૂપે થાવ, તેની વાણીનો કહું દાવ;
જાણો બ્રહ્મને જાણ, ત્યારે રહે નહિ કંઈ તાણ. ૧
મુક્તિ મળે એની મેળે, વરસાદને કોણ તેડે;
ટળે અવતરવાની પીડા, મળી સુખભોગની ક્રીડા. ૨
થાય રાધાકૃષ્ણનું જાણ, કરો તેનાં વિખાણ;
એહ શૂન્યશિખરપર ચઢે, પાછાં પગલાં નવ પડે. ૩
ત્યારે મળી જાણ, નહિતો રહે ઊભી તાણ;
નિશદિન જપ જાપે, અજપાનું કારજ કાપે. ૪
કોઇના સામું નવ જોવાય, દુઃખ આવ્યે નવ રોવાય;
નિંદા થાય ન કોની, જો હોતી હો સો હોની. ૫
સભર ભરિયો જાણે પ્રભુ, જઈ કોઇને ના દુભું;
એવી વૃત્તિ થાય જ્યારે, પ્રભુ ઓળખ્યા ત્યારે. ૬
માટી સોનું સમાન, એવું થાયે ભાન;
ત્યારે તરો તમે, ઓળખો જ્યારે શમે. ૭
નહિતો ભમો ભાઇ, બે લોકથી બગડો જાઈ;
અમો કહ્યું એવું થાય, તો તો મુગતી લાગે પાય. ૮
પરમધામમાં તું જાય, ત્યાં તો સુખી થાય;
નવ ભોગે તું જો ભોગ, મીલે સબ આરોગ્ય. ૯
કરે દેવ દેવી સેવ, બીન માગ્યે તત્ખેવ;
જો આશા રાખે એની, તો તો માગ્યું એવું કે'ની. ૧૦

---

૫ જો હોતી સો હોની—જે થવાનું તે થાય. ૭ શમે—ભેદ બુદ્ધિ શમે.

માગવું તે તો ખોટું, દુઃખ નથી એથી કો મોટું;
તે તારે કરવું પડશે, લોભી નહિ તેને સારૂં જડશે. ૧૧
કરો વિના ફળની ભક્તિ, સાધ્ય થાયે સર્વ શક્તિ;
નીરાંત તેને વશ હરિ રાખે, દુઃખદેવાનું ના દાખે. ૧૨

## પદ ૫ મું.

એક સુણો શિષ્યો નવું, તારૂં કલેવર ક્યમ હવું;
તેની જાણું અમે વાત, મટી જો અજ્ઞાનની રાત. ૧
જ્ઞાન ભાનુ ઉગે જેને, બધું દેખાયે તેને;
કછુ ઢંકાઇ નવ રહે, દેહ દેવ આવી કહે. ૨
સબ ઘટકી જાને બાત, જ્યારે થાયછે સાક્ષાત;
સર્વ શાસ્ત્રનો જાને સાર, હોવે જ્યારે બ્રહ્મવિચાર. ૩
રાસ લીલા બેઠા દેખે, સબ આસનપેસે પેખે;
પુરૂષકુ હોવે આસક્તિ, હોવે રામાકી ભક્તિ. ૪
કરે સંગ પુરૂષ જેસા, જીવ વીર્યમે જાવે તેસા;
રામાકે ઉદર માંય, જીવ જાકે બેઠે વાંય. ૫
એક રજની વીતે જબ, ભેળા હોજાયે છે તબ;
પંચ રાતી જાવે જાન, ગોળા હો જાવે નિરવાન. ૬
દશ દિવસ રાતી થાય, પેશી માંસકી હો જાય;
એક માસમે બને શિરા, દો મહિને લાગે ભીરા. ૭
હોવે હાથ પાઉ જાન, તીન મહિને કરૂં વિખાણ;
હોવે નખ જો તું કટાવે, રૂવે હોવે જો તું રમાવે. ૮
હડ્ડી હોવે જોતું બધાવે, છૂપેઅંગ હોવે લજાવે;
ગુહ્ય ઇંદ્રી હોવે જાન, બાખે પડે સચ્ચા માન. ૯

૭ શિરા—શિર. ભીરા—ભીડ. ૯ હડ્ડી—હાડકાં. બધાવે—વધારે. છૂપેઅંગ
ાનેંદ્રિયાદિ. બાખે—છિદ્રો.

હોવે ચારે માસ, ધાતુકી જાનો આશ;
પંચ માસકા પ્રમાન, પ્યાસ ભૂખકા હોય ભાન. ૧૦
છે માસમે ફરતા દેહ, ચલના વલના જાને તેહ;
સાત મહિને ખાયે માત, તેથી થાયે શાત. ૧૧
કડવું ખાયે તો કમકમે, ઘણો ઉદરમાં ભમે;
આઠ માસે ભૂખી માત, કૃમી કરડે તારૂં ગાત. ૧૨
બંધે હાથ ને પગ તારા, તેને થાયે નહિ વાર્યા;
કદી થાયે ગર્ભપાત, તો તો થઇ અજ્ઞાન રાત. ૧૩
નવમે માસે નીકળવા કરે, અહીંથી તહીં તું તો ફરે;
છૂટે નહિ બંધન પડ્યો, ચર્મપિંજરામાં જડ્યો. ૧૪
એમ કરતાં થયા દશ માસ, હોવે માડીને ત્રાસ;
અકરમી કહી વખોડે, ઉભાં ફરી દુઃખમાં દોડે. ૧૫
તોય છૂટે નહિ તુંય, વળી વળી શું કહું હુંય;
નીરાંત પછીની કહું દશા, જોજે સુખમાં વશ્યા. ૧૬

પદ ૯ મું.

આવે દાઇ મારે માર, તોકો નહિ કોઈ ઉગાર;
મૂઢ દાઇ મિલી તો મારે, ચતુર હોયે તો ઉગારે. ૧
જો પૂતરૂપે તું આવે, તો તો સબ બોલાવે;
પુત્રીરૂપે હોઈ, ઓઢું મરડી રોઇ. ૨
પુત્ર કે પુત્રી કોઈ, નાખે નરકમે પે'લો જોઈ;
જાણે દાઇ ચતુર, પડશે નરકમે પૂર. ૩
પછી તેરેકું લેવે, માયા મગનકું જાઇ ચેવે;
શુકદેવકી દેખો નિશાન, જન્મ લિયા લહ્યા ભગવાન. ૪

---

૧૧ છે—૭. ૧૨ ગાત—ગાત્ર—શરીર.
૧ તોકો—તારો.

ઉંઆ બુંઆ કુચન કિયા, એ સેહે જાઓ સબ લિયા;
તે તે સંસારસેં તર જાના, એસી સમજ ક્યાંસેં પાના. ૫
હું પૂત સબ ખેલાવે, જો આવે સે લે જાવે;
તું ભૂખ્યા ઓ નવ જાને, તેરેકુ સબ મીલી તાને. ૬
મુગા પડા મચ્છર કાટે, કોઈ ચટાવે સે ચાટે;
હોયે મલિન અંગ અપારા, ના'નેકા નહિ વારા. ૭
ન'વડાવે તો ના'ય, ખવડાવે તો ખાય;
એવી દશા મૂગી થાય, તોયે જપે નહિ બ્રહ્મરાય. ૮
દિન દિન મોટા થાય, જોઇ રીઝે માય;
મેરા બાળા બડા થાય, એથી દુઃખ તો જાય. ૯
બાળા રમવા જાય, બ્રહ્મ દિયે ભૂલાય;
એસી કર્મકી આંટી, હોજાય રંડીકા માંટી. ૧૦
ધ્રુવ જેસાકુ ન જાને, અજ્ઞાનકું વિખાણે;
એસી અંધી જાય દશા, પિછે જવાનીમે વશા. ૧૧
તાકી દશા ભાખું, ગ્યાનકા ઘૂંટ દાખું;
નીરાંત ચાખો ભાઈ, સુણો બાઇ ને જે ભાઈ. ૧૨

પદ ૭ મું.

જવાનીમે હોવે ઘેલા, નવ રખે અંગ મેલા;
વસ્ત્ર અછે અછે પેને, ડરાવ્યો ડરે નહિ શેણે. ૧
બાકરી સબસે બંધે, કારજ કરે સંધે;
મદ્યપાન જો પીવે, અજ્ઞાનકો પટ શીવે. ૨
મેરા તેરા કરતા, આંહી તાંહી ફરતા;
બનજાયે દિવાના, કોઇકા ના માના. ૩

૬ હું–છું ૧ પેને—પેરે.

વાત તારી વંઠે, માયા બાંધે કંઠે;
અજબ ખેલ ખેલાવે, એવે બૂઢાપન આવે. ૪
તેમાં દુઃખ તો વેઠે, સારૂં નરતું મેઠે;
પડે દાંત ને થાય બૂરૂં, એકે રહે ન અધૂરૂં. ૫
નવ આત્મા લેવો જાણે, સંસારને વિખાણે;
એવો ભુંડો ભેખ, તારો થાયે દેખ. ૬
મરતાં સંન્યાસી કરે, કે'શે ઇકોતર તરે;
જેણે જાણવાનું ન જાણ્યું, જેણે ખોયું આવ્યું ટાણું. ૭
તેને સંન્યાસી કરે, તે પાપના ભારા ભરે;
સંન્યાસીકે ધર્મ, વાકે વેગળે કર્મ. ૮
એ કછુ ના જાને, જીવ્યા તો અન્ન તાણે;
મુએ તો શંખ મારે, સંન્યાસીનું શ્રાદ્ધ ન સારે. ૯
એવી માંયા લાગી, સારી સમજ ત્યાગી;
જોયું નહિ જાગી, થયો તું તો વેરાગી. ૧૦
સહુ નામનું કીધું, એકે પ્રકારે ન સીધ્યું;
નવ જાણ્યો કાકો કાળ, નવ જાણી તેની ઝાળ. ૧૧
ઘણા જોયા મરતા, તોએ જાતે ના ડરતા;
નીરાંત આવ્યો જાણો, કાળ રોજંદા પરાણો. ૧૨

## પદ ૮ સું.

કાળે લીધો ઝડપી, મરતો ત્યારે કરપી;
નવ અપાયું કંઇ જાણ, નવ ખરચાયું નિરવાણ. ૧
આ તો લેઇ ચાલ્યો કાળ, એવી પડી છે ફાળ;

---

૯ એ—તે—આતુરસન્યાસી. અન્નતાણે—અન્નની ખેંચતાણમાં—લલુતામાંજ.

પે'લું કેમ ન જાણ્યું, બ્રહ્માનંદને નવ માણ્યું. ૨
ઓળખ્યું નહિ ટાણું, આજ સમજ આણું;
સંતે કહ્યું સારૂં, વો તો લાગ્યું ખારૂં. ૩
લે ગયા કાળ કરાળા, હાથમે રહી નહિ માળા;
લે જાકે નરકમે ડાલા, વાં બડે બડેકું ભાળ્યા. ૪
છોટે સંતકી મોજું, જાતા કરને સોજું;
જાકુ મારી નીકાલે, વો સંત તો મોજ મા'લે. ૫
દુઃખ ઉનોકે દેખે, દયા ન લાવે રેખે;
જેસી યાકી કરણી, તેસી પાર ઉતરણી. ૬
દેખા દુઃખ શિષ્યો, મનમે કરના નીશ્ચયો;
સુનો કથા એક ચિત્તે, તો ભરાવ ન ભીતે. ૭
આજ હો ગઈ કથા પૂરી, સુનનેકી ખોત અધૂરી;
સમજ ગયા સંત સચ્ચા, ભટકા મનકા કચ્ચા. ૮
ઐસી કથા હોવે નિત્ય, હોવે ગ્યાન નિત્યાનિત્ય;
સચ્ચા વો લે જાય, જો ઉંઘે સો દે જાય. ૯
ચીને આત્મા હોવે સાધુ, વ્યાધિ કરે ના બાધુ;
સંતકી લીલા ગાઈ, તન મનમે આનંદ પાઇ. ૧૦
કથાકા નામ નિમિત્ત, ડારી અજ્ઞાનીકો ભીત;
સમજાયા આત્મા શુદ્ધ, સમજે હોવે બુદ્ધ. ૧૧
ગ્યાનકી બાત હે સે'લી, સમજે નાહિ મતિ ઘેલી;
નીરાંત નિરંજન જાને, વો તો વોહીકુ વિખાને. ૧૨

---

૫ સોજું-સોજું (સેલ ?) કરતા કરતા જાય છે । ૭ નીશ્ચયો-નિશ્ચય. ભીતે-ભયમાં. ૯ નિત્યા નિત્ય-નાશવંત અને અવિનાશી વસ્તુનું. ૧૦ બાધુ-બાધ-પીડા.

# અવતારખંડન.

## વારાહાવતાર.

### રાગ રામગ્રી.

વાત કે'વી અવતારની, સુણો શ્રોતા આજ;
નિંદા તો નવ મેં કરૂં, લાગે ગુરૂકો લાજ. ૧
સત્ય આવે સાનમે, તે દિખાઈ દેઉં;
મન ચાહે તો માનવો, ગ્યાનીકા હે મેઉં. ૨
વારાહનો અવતાર છે, પુરાણકેરી માંય;
જેણે પૃથ્વી ઉદ્ધરી, એવી વાતો ત્યાંય. ૩
યોનિ જો જો પશુતણી, ભુંડની પંક્તિ કેઈ;
પરમાત્માને એ ગમી, પુરાણ કે' છે જેઈ. ૪
ભુંડ પૂજે મૂર્ખજન, પુરાણનું દઇ પ્રમાણ;
નરક ખાય નરકે સૂવે, એ તો છે સહુ જાણ. ૫
તોય જઇને પૂજવો, એ કેવું અજ્ઞાન;
પુરાણ કંઇ ખોટાં નથી, સર્વત્ર ઇશ્વર જાણ. ૬
તેનું એ દૃષ્ટાંત છે, સમજો સાચી વાણ;
પાસે મૂકી આતમા, મૂરખ થાય અજાણ. ૭
ભુંડને બ્રહ્મજ માનો, બળો એહની સાન;
હિરણ્યાક્ષને મારિયો, તેથી એ ભગવાન. ૮
મારે વાઘ તો સર્પને, કહે જઇને બ્રહ્મવાન;
મિથ્યા શું ભટક્યા કરે, જાતે થઇ અજ્ઞાન. ૯
માનો ઇશ્વર સર્વમાં, ભુંડ નહિ પૂજાય;
નીરાંત પૂજો ભુંડને, તો તો ખંડન થાય. ૧૦

---

૨ મેઉં—મેવો. ૯ બ્રહ્મવાન—બ્રહ્મરૂપ. ૧૦ ખંડન ઇ૦—જો તમે ભુંડને પૂજોછો તો તેનું તો આવી રીતે ખંડન થાય છે।

## મત્સ્યાવતાર.

### રાગ ચાલતો.

એક મુનિએ પાળિયું, દયા આણીને મચ્છ;
ઘટમાં રાખ્યું તેહને, જળ રેડીને સ્વચ્છ. ૧
દયા નહોતી દેહમાં, યવન હોત કો પાસ;
રોજો છોડત તે ઘડી, ભક્ષણ કરીને ખાસ. ૨
તે મચ્છ તો વાધિયો, ઘટે ન માયો જાણ;
તળાવમાં તો નાખિયો, એવા મુનિ અજાણ. ૩
વામે સમાસ નવ ભયો, નદીમે ડાર્યો જાણ;
સરોવરમે વો લે ગયે, પંડિત સુણો સુજાણ. ૪
સરોવરસે વો બઢ ગયા, સાગર ડાલ્યા જાઇ;
બડારૂપ વાં હો ગયા, કહેતે જાઉં લજાઈ. ૫
નૌકા એક વાપે ધરી, બચાએ પુણ્યવાન;
વો મચ્છરૂપ ભગવાન થા, દુનિયા જલ ગઈ જાન. ૬
દુનિયા ડુબ ગઈ જે સમે, રખી મચ્છ ભગવાન;
બ્રહ્મરૂપ વો મચ્છ ભયા, જગત જીવાડન જાણ. ૭
વા દિનકે સબ પૂજતે, મચ્છરૂપ ભગવાન;
યવન લોક પણ પૂજતે, પેટકી સમજી સાન. ૮
ગ્યાનીજન નવ ગાંઠતા, માને ખોટી વાત;
જગતબ્રહ્મ જો માનિયે, તો પ્રાણી વિખ્યાત. ૯
પણ પૂજાને પાત્ર નહિ, બીના સદ્દગુરૂ જાત;

---

૨ રોજો છોડત—પારણાં કરત ! ૩ ઘટે–ઘડામાં.

૬ નૌકા ઈ૦–એ મત્સ્યના ઉપર એક નૌકા ( હોડી ) મૂકીને પુણ્યવંતો-ને બચાવ્યા ! જલ ગઈ–જળમાં ગઈ.

નીરાંત બ્રહ્મમાનો વૃથા, ખોટી જાત ને ભાત. ૧૦

## કચ્છાવતાર.

### રાગ ચાલતો.

સમુદ્રમાં અમૃત રહ્યું, મળિયા સુર અસુર;
મહેનત કરવા લાગિયા, બળ કરી ભરપૂર. ૧
નાગનું કીધું નેતરૂં, ખેંચે બંને ત્યાંય;
રવઇઓ પર્વતતણો, દેખો માલ હે માંય. ૨
ગ્યાનીકી એ સમજ હે, અજ્ઞાનીકે દેવ;
કાચબા પૂજે જાઇકે, કરે બિધ બિધ સેવ. ૩
દેવ હમારા કાચબા, જૂઠા હે સબ કોઈ;
સદ્ગુરૂસે કછુ ના બને, કરે કાચબા જોઈ. ૪
અબુદ્ધિ એસી હો ગઈ, કાચબારૂપ ભગવાન;
પર્વતકુ જિને ધરા, કેસે વો બળવાન. ૫
પીઠ ઉપર ધરી રખા, બળ દોનુંકા ધાર;
વારિમાં નવ વો ગયા, સમજો સાર અસાર. ૬
બ્રહ્મરૂપકો છોડકે, કાચબા પૂજે પાણ;
સમજો વામે બ્રહ્મ હે, પૂજનેકો ક્યા લાણ. ૭
આવરણમાં આવી પડ્યા, સદ્ગુરૂ કાઢે કોઈ;
સમજ સાચી દાખવે, રૂડી દીખાઇ સોઈ. ૮
આત્મારામ જિને લખા, વો માને નહિ જાણ;
મીછે નહિ સો જાયગા, કે'વે ગ્યાન અજાણ. ૯
નીરાંત સમજે નામકુ, વો પામે નિરવાણ.
કાચબાકું પૂજે નહિ, કરે આત્મ વિખાણ. ૧૦

---

૨ માંય-સમુદ્રમાં (કે આ કથામાં).

## મોહનીરૂપ.

### રાગ ચાલતો.

અમૃત કાઢ્યું બે મળી, લઢિયા બંને ભાઈ;
દૈત્ય અમૃત લઇ ગયા, દેવ રહ્યા શરમાઇ. ૧
પરમાત્માની સ્તુતિ કરી, આવ્યા તે તો ધાઇ;
જેને કાજે સંત સહુ, મરે ઘણા કૂટાઈ. ૨
તે બોલાવ્યા આવતા, એ છે કેવી નવાઈ;
રૂપ ધરે વળી તે ઘણાં, દેવ જાય ફૂલાઈ. ૩
સ્તુતિ કરીને માગિયું, આપો હે જદુરાઇ;
અમૃત દૈત્યો લે ગયે, અમો રહ્યા મુઝાઇ. ૪
ત્યારે રીઝ્યા બ્રહ્મ જે, ધર્યું નારીરૂપ;
પુરૂષ ફિટિ પ્રકૃતિ થયો, નારીરૂપે ભૂપ. ૫
રૂપ બોત બધારિયો, મોહ્યા દાનવ મૂઢ;
કપટ કર્યું ત્યાં નારીએ, બો'ત ગૂઢમે ગૂઢ. ૬
છળ્યા દૈત્ય એ નારીએ, પ્રકૃતિ વદા મનાય;
પુરૂષને ક્યમ તે કહું, બોટું કેમ વદાય. ૭
એમ મૂઢ જન બોલતા, જરા નહિ લજાય;
કપટી નારી બ્રહ્મ કે', પડે ઘણી મઝાય. ૮
સમજે ગ્યાની સર્વ તો, મૂરખ ખત્તા ખાય;
બ્રહ્મતણું કંઇ રૂપ છે, જો નારી લખાય. ૯
નીરાંત ભામા જાણવા, નારીરૂપે ભ્રમ;
કદી એહ નવ છૂટશો, પ્રકૃતિ કો'છો બ્રહ્મ. ૧૦

## નૃસિંહાવતાર.

### રાગ ચાલતો.

હિરણ્યકશિપુ મારવા, ધર્યો જેહ અવતાર;
પ્રલ્હાદને ઉગારવા, અસુરકો મારણહાર. ૧
નર નહિ નારી નહિ, પશુ પંખી નહિ કોઈ;
એવું રૂપ નૃસિંહનું, કે'વું વિચારી જોઈ. ૨
સમજ પડે નહિ રૂપની, નરસિંહ દો સમજાય;
પૂજાકો પ્રત્યક્ષ નહિ, ચિત્ર જાકો પૂજાય. ૩
ચીરી થંભકે નિકલે, નખથી માર્યા રાય;
તેની પૂજા થાય છે, અજ્ઞાની ગુણ ગાય. ૪
ગ્યાની સમજે સાનમે, અગ્યાની અકળાય;
બ્રહ્મરૂપને શી પડી, ઘેર ઘેર અથડાય. ૫
જાણે નહિ તે જુવે, ચિત્રકેરાં રૂપ;
માને તે મનથી વૃથા, નૃસિંહ મોટો ભૂપ. ૬
માનો બ્રહ્મ પ્રલ્હાદને, જેહ થયો તદ્રૂપ;
વૃત્તિ રૂડી એહની, ભક્તિ માંહી અનુપ. ૭
તેને કોઇ પૂછે નહિ, નૃસિંહ આગળ જાણ;
મારે પલક એકમાં, કશું રૂપ ધરે અજાણ. ૮
એવી વાત અનેક છે, મૂરખને નહિ સાન;
બંને રૂપને પૂજતા, પંડિત નહિ તે પા'ણ. ૯
નીરાંત નામ સમજ્યા વિના, ભીંતે એમ કૂટાય;
બંધન પડિયો બાળકો, પાશ કેમ છૂટાય. ૧૦

## બળરામાવતાર.

### રાગ ચાલતો.

બળરામકો ઇશ્વર માને, બડા બ્રહ્મ અવતાર;

બીક લગી બ્રહ્મકુ ભાઈ, ભગ ગયા ઉદર પાર. ૧
એક આવરણથી બીજે જાવે, એ ઓછો સંતાપ;
પરઘેર તો બ્રહ્મ ઉછરિયા, કર્યાં શાં શાં પાપ. ૨
નાના ભાઈ જો બ્રહ્મ તે છે, નહિ મોટાઈનું માપ;
વૃત્તિ તો ભાઇ સારી વર્ણી, કર્યા કામ ક્રોધના જાપ. ૩
વિશાખાશું રંગે રમિયા, હળ મૂશળ હથિયાર;
હળધર નામ તો પડિયું તેથી, જનનો કરે સંહાર. ૪
ક્રોધ કેસા વો પણ કે'તા, નદીકો ખેંચી પાસ;
મદિરા બિના ચલે નહિ, યાકી નિત્યે આશ. ૫
બ્રહ્મકુ એ બંધન કેસા, પૂજનાર બતાવો;
ક્રોધ બ્રહ્મને ક્યાં વસે, વ્યર્થ શીદ વતાવો. ૬
બ્રહ્મ ફરતા ફરતા ચાલ્યા, મુનિ કરે કથાય;
આસન નવ આપ્યું ભાઈ બ્રહ્મને, ક્રોધી તેથી કાય. ૭
બ્રાહ્મણને તો મારી ડાર્યા, બ્રહ્મ એ તો બળરામ;
સીધી વાત અમે સમજાવી, જાણો અવિચળ નામ. ૮
અવતાર બ્રહ્મની બલા ઉતારો, મળશે આત્મારામ;
શુદ્ધ મને તો જુઓ નિહાળી, આપોઆપ થાય કામ. ૯
મારૂં કે'વું સબ સમજે વા, જો સમજે કોઈ એક;
નીરાંત શ્રમ તો સફળ તદા છે, ધરે શુદ્ધ વિવેક. ૧૦

## કૃષ્ણાવતાર.

### રાગ ચાલતો.

કૃષ્ણદેવની લીલા મોટી, ભક્તો એના ગાશે;
જન્મતા માંહી કપટ જડિયું, સુણી સુખી કો થાશે. ૧
મથુરામાંથી ગોકુળ ગયા, કંસ માતુલસે બી'ને;

વરસાદ આયા છત્ર ધરાયા, બ્રહ્મરૂપ ના ભીને. ૨
ગોકુળમે તો પૂતના મારી, રાક્ષસ માર્યે મોટે;
વો તો અચ્છા કામ કિયા, કામાદિક વો ખોટે. ૩
ગોવર્દ્ધન ધરિયા ગૌવાં ચારી, વો બી હે ભાઇ ઠીક;
નાગકો નાથા નારાયણને, લગી નહિ કંઇ બીક. ૪
પછે ગોપી સંગે ખેલે, બડા વો અદ્ભુત;
પરબ્રહ્મને કેસા મચાયા, વિષયવાસના તૂત. ૫
કંસ મારકે ભગતા ફિરા, પરબ્રહ્મ કો' તાકો;
છલકપટકી ક્રિયા સબન હે, બ્રહ્મ માનો જાકો. ૬
ભગત કે' તે ગુણ જો ગાના, કૃષ્ણકા સબ ગાવ;
મુરલીવાળા બડા રંગીલા, જાનો માધવ મા'વ. ૭
વાકે પદ તો રોજ સુણે, ઔર મુખપે ગાવ;
આત્મારામકે કોઇ નવ અડકે, ખરા છોડ તે દાવ. ૮
જગત રીઝવને તો કરતે, સંત જાકે પદ સાર;
અપના રૂપ વોહીકો દેખી, ગુણ ગાનેકા બિચાર. ૯
પૂજો કે કોઇ કરો માનતા, નીરાંતકો નહિ તાપ;
નિરંજનકો નીરાંત પાયા, ફિટયા દોરડી સાપ. ૧૦

## રામાવતાર.

### રાગ ચાલતો.

મહાપ્રભુ તો રામ ભલા છે, તપ તીર્થ અનુરાગ;
એક પત્નીવ્રત જાકો, કરે નિશદિન જાગ. ૧

---

૨ માતુલ-મામા. ૯ જાકે-જેનાં. પદ-કીર્ત્તન. ૧૦ દોરડી સાપ—દોરડીમાં સાપ દેખવારૂપ ભ્રમ.

જનકતણી તો પુત્રી સીતા, કિયા વાહીસેં લગ્ન;
રાજ્ય મીલા નહિ રામકું, હુવે દેવ તો મગ્ન. ૨
દુષ્ટ લોકકો માર મારકે, પહુંચાયે ઠેઠ;
રાવન નારી લે ગયા હે, વળગી બ્રહ્મને વેઠ. ૩
તેને મારવા વાંદર મેળવ્યાં, બાંધી સમુદ્રપાજ;
રાવણ મારી બ્રહ્મહત્યા કરી, વિભીષણ આપ્યું રાજ. ૪
મુઆ વાનરા સર્વ જીવાડ્યા, રાવણ નવ રોકાયો;
મૂર્ચ્છા પામી બ્રહ્મ પડ્યા ભાઈ, શર આવી ઠોકાયો. ૫
લઢી કરીને ઘેર આવિયો, નારી કાઢી મેં'ણે;
દયા નાહીં વો બ્રહ્મકો દિલમે, નારી દુઃખી થઈ તેણે. ૬
ગર્ભવતીએ ગર્ભ જણ્યા, જંગલ માંહી વશી;
ભક્તિ ચોટે એવા બ્રહ્મમાં, કસોટીએ જો કશી. ૭
શિક્ષા માનો (તો) એવા થાઓ, જીવતાને જઇ માનો;
પથ્થર તને પાર ઉતારે, થયો અલ્યા દિવાનો ! ૮
નારીમાટે જેહ રડે તે, મુક્તિ ક્યાંથી આપે;
સમજો તો તો કોઈન જાશો, મપાશો નહિ માપે. ૯
તારો તુને જો દેખાડું, અલગો રામજી થાશે;
નીરાંતને તો નિરંજન મળિયા, ગુણ ઓળખીને ગાશે. ૧૦

## પરશુરામાવતાર.

### રાગ ચાલતો.

પરશુરામનો મહિમા ગાયે, ખરો એ અવતાર;
પૃથ્વી ઉપર ભાર થયો, ટાળ્યો તે નિરધાર. ૧
શુદ્ધ જ્ઞાની જમદગ્નિનો, એ તો ભાઈ કુમાર;

---

૬ મેં'ણે—ધોબીના મેહેણાથી.

એકવીશવાર નક્ષત્રી કીધી, ઉતારવા ભૂભાર. ૨
બ્રહ્મ એસે કરમ કરે, દયાહીનકો કામ;
ફરશીધરકો પૂજે સબ કોઈ, માની સુંદરશ્યામ. ૩
હત્યારેસે ગ્યાની અલગે, નામ સુણી લાગે પાપ;
ક્ષત્રીઓકા મર્દન કરતા, મુનિકો પૂછો જબાપ. ૪
બમન મારનેસે દૂના, નૃપ મારવેકો પાપ;
વો તો ઈને ઘાણ નીકાલા, કેસા હે સંતાપ. ૫
લોહીમેં બેઠ કર ક્રિયા કીની, સારા વાંહી શ્રાદ્ધ;
માતા મારી પિતા મરવાયા, કહે કોણ વો સાધ. ૬
પૂજા કરે લોક મીલી મીલી, પૂછે બ્રહ્મ જબાપ;
નવ છૂટે હમ નિશ્ચે કે'તા, બડા લગે સંતાપ. ૭
આત્મારામકો આપ પિછાનો, ટળી જાય સહુ બાધ;
સદ્ગુરૂકો જો જાઈ મીલો તો, તારીદેશે સાધ. ૮
માનો કે ન માનો મારૂં, પૂજો એસા આપ;
ખરી થી સો કહી બતાઇ, બાત પુણ્ય કે પાપ. ૯
નીરાંત મનમાં નીરાંત વસતી, જાણ્યો આત્મારામ;
ભજન કરૂં છું દિનનિશ તેનું, સિદ્ધ થયાં છે કામ. ૧૦

## વામનાવતાર.

### રાગ ચાલતો.

વામનજીનો જનમ જાણે, છળવા કારણ માને;
ઈંદ્રનું સબકુછ હર્યું, રૂપ લીધું ભગવાને. ૧
બડે ઋષિ કશ્યપકો જાનો, વાકા પુત્ર વામન;
ઉપવીત કે સહુ કર્મ કીનો, હો ગયા પાવન. ૨

---

૫ બમન—બ્રાહ્મણ. દૂના—બમણું. ૮ સાધ–સાધુ ( સદ્ગુરૂ ).

કપટ જાણે પરબ્રહ્મ, એથી ભુંડું શું ય;
કપટ કરવા રૂપ લીધું, ભક્ત કે' પછી શુ ય. ૩
નાના બાળક બની ચાલ્યા, છળવો બળિરાય;
દાનેશ્વરકો બાંધ્ય ડારા, કરે દાન જો સાય. ૪
સભા વચમાં આપિયું, મુખ માગ્યું ભગવાન;
ગુરૂએ તો રાય વાર્યો, પણ વળ્યો નહિ દેતાં દાન. ૫
નાનાનું મોટું રૂપ કરી, ભરી લીધાં પગલાં;
પગે તો પાતાળ રોક્યું, નભાદિ લેતાં ખૂટ્યાં ડગલાં. ૬
વે'પારી જ્યમ લેવા આપવા, રાખે કાટલાં કૂડાં;
પરબ્રહ્મનાં જો જો ભાઇ, કરમ એવાં ભુંડાં. ૭
બળિરાયે માગ્યું આપ્યું, તેને પાછો બાંધ્યો;
પરમબ્રહ્મ માનો કે નહિ, અમારે નથી વાંધો. ૮
કૂડે કર્મે એ નવ ભેટે, તે કરે કૂડાં કામ;
અમને તો એ રૂચે નહિ, કે'વા આત્મારામ. ૯
પૂજા પણ અમો પૂરી પો'ચાડું, પેટતણી દુકાન;
નીરાંતને નિરંજન મળિયા, ન જોઇએ એ ભગવાન. ૧૦

## છૂટક પદ.

### પદ ૧ લું.

અમને કોઈ કે' વૈષ્ણવ થાવ, વૈષ્ણવરૂપ અમે;
કૃષ્ણ રાધારાણી રાજ કરે, જુઓ હૃદયે તમે. ટેક. ૧
અમને કોઈ કે' રામજી થાવ, રામજીરૂપ અમે;
રમે સીતા રામજી પાસે, બીજો શેણે ગમે. અમને૦ ૨
અમને કોઇ કે' વામન થાવ, વામનરૂપ અમે;
દમી ઇંદ્રિયો સર્વત્ર, દાન લેવું ન ગમે. અમને૦ ૩
અમને કોઇ કે' વિષ્ણુ થાવ, તેનું રૂપ અમે;

અમે આસન કીધું એક, ઠેર ઠેર કોણ ભમે. અમને૦
અમને કોઇ કે' બ્રહ્મા થાવ, બ્રહ્મારૂપ અમે;
કામ કરવું છોડ્યું જાણ, માટી ચુથું ક્યમે. અમને૦
અમને કોઈ કે' શંકર થાવ, શંકરરૂપ અમે;
વ્યસન લાગ્યું બ્રહ્મ, વિજ્યા કેમ ગમે. અમને૦ ૬
અમને કોઇ કે' ઇંદ્ર થાવ, ઇંદ્રરૂપ અમે;
પામ્યા બ્રહ્મપદનું રાજ્ય, ઘાવ તો કોણ ખમે. અમને૦ ૭
અમને કોઇ કે' કુબેર થાવ, કુબેરરૂપ અમે;
સાચવું બ્રહ્મકોઠાર, સુખડી સંત જમે. અમને૦ ૮
અમને કોઈ કે' સૂરજ થાવ, સૂરજરૂપ અમે;
થયો ગ્યાનકેરો પ્રકાશ, નભમાં કુણ ભમે. અમને૦ ૯
અમને કોઇ કે' જોગી થાવ, તે તો થયા અમે;
નીરાંતે વાસના મારી સર્વે, જોગીને જે જે ગમે. અમને૦ ૧૦

## પદ ૨ જું.

લઢતાં જીવ ને દેહ, આવ્યાં ગ્યાની કને;
દેહ કે' જુઓ દેવ, છોડી જાય મને. ટેક. ૧
મેં રાખ્યો મારી પાસ, તેને નવ ગણે;
ડરી જાયે કાળથી એહ, જાઉં જાઉં ભણે. લઢતાં૦ ૨
જેમ ફૂલને રાખે ગંધ, તેમ વશ્યાં બંને;
દૂધે ઘીની કીધી પેર, જાણતો નહિ ધન્યે. લઢતાં૦ ૩
જેમ કાઠ છૂપાવે જાણ, અગનીને સાધુ!
એમ છૂપાવી રાખ્યો મેય, જાણી રતિ લાધુ. લઢતાં૦ ૪
તલ ઓથે રે' જેમ તેલ, એમ એને રાખ્યો;

૬ વિજ્યા—ભાંગ. લાધુ-પ્રાપ્તથાઉં-મળું. એની રતિ (પ્રીતિ) જાણીને હું એને મળું છું.

જેમ જળ તો રાખે જાણ, મીઠું નવ ભાખ્યો. લઢતાં૦ ૫
જેમ આકાશ રાખે ગ્રહ, તેમ ધારી રાખ્યો;
ખાનપાન કરાવ્યું જાણ, ખોટું ખરૂં ભાખ્યો. લઢતાં૦ ૬
તે તો તજીને જાય, હવે ક્યમ કરીએ;
અમો સાધુ ડરિયે જાણ, દુઃખડાંમાં મરીએ. લઢતાં૦ ૭
કંઈ ઉપાય કીજે દેવ, મને નવ બાળે;
સમજાવો જીવને આજ, મને નવ ટાળે. લઢતાં૦ ૮
જુઓ દેહ જીવની સગાઈ, છૂટે છે ભાઈ;
નથી માનતો એનું લગાર, જુઓ બીજી સગાઈ. લઢતાં૦ ૯
સગું નીરાંતનું નામ, મૂકી નવ જાયે;
નિરંતર ભજો નીરાંત, કાળ સહુ ખાયે. લઢતાં૦ ૧૦

## પદ ૩ જું.

કે'ના ન માના કોઈકા, હુએ જોગી મસ્તાન;
બેન બટુવા આઈ મીલે, છોડ દિયા સબ આન. ટેક. ૧
આશવાળા સબ કો જાળ્યા, ભેખ લિયા ભગવાન;
અલમસ્ત જોગી નામ ધરાયા, સમજી મનમે સાન. કે'ના૦ ૨
પરવરદિગાર અલ્લા ગાયા, મૂકી લાજ મરજાદ;
આખરકુ તો છોડ દિયા હે, કરના બાદબિબાદ. કે'ના૦ ૩
બ્રહ્મરૂપમે મગ્ન ભયે, કિયા ઇતના કામ;
આપીઆપે આ મીલે, સ્વયં આતમારામ. કે'ના૦ ૪
જો બા'ર સો તો ભિતર દેખા, હોઇ તબ બડાઇ;
ચાંદા દેખા, સૂરજ દેખા, સબમે હેડુ બડાઈ. કે'ના૦ ૫

---

૧ બેન ઈ૦—વાણીરૂપી વાટવો. કે વીણાને વાટવો. ૨ આશવાળા—જેમાં આશા હતી એવા પદાર્થ. ૪ આપીઆપે—પોતે પોતાની મેળે.

ઘરધણીકો ખોજ નિકાલા, દેખી નાહીં સગાઈ;
સગેસગેકો હાક નીકાલે, બાઈ બેટા ભાઈ. કે'ના૦ ૬
આનંદ મગન હુએ તબ સાધુ, અછી કીની કમાઈ;
ખોટેકો તો છોડ દિયા જબ, મીલા આતમરાઈ. કે'ના૦ ૭
તમ હમારા ટલ ગયા જાનો, સૂરજ હુઆ ઉદાઈ;
બ્રહ્મકે ગુન હમ તો નિશદિન, નિરાંતસે ભાઇ ગાઇ. કે'ના૦ ૮
અલમસ્ત જોગી બન ગયે બાબા, કામ થયું કર માંઇ;
ભજન ઝડાકામાં ઝીલું, કાપી કર્મની કાઇ. કે'ના૦ ૯
નીરાંત નામકો જાન લિયા, સભર સુખ થયું ભાઈ;
જે જે જાણે તેને થાયે, રખે મરો શરમાઈ. કે'ના૦ ૧૦

## પદ ૪ થું.

મન માયા કે મનની માયા, એ તો મોટી આંટી;
મનવારાજા બડા બિરાજે, પકડે ડાલે ઘાંટી. ટેક. ૧
રાજા હો જાયે રંક તો થાયે, બડા મન મસ્તાન;
કેદ પડે ઓર છૂટ છૂટ જાવે, લાવે નહિ કદી સાન. મન૦ ૨
વાકું કેદ કોઉ કરે, છોડકે પાવે સાન;
બિષયમેસે ખેંચ નીકાલે, દેખાવે ભગવાન. મન૦ ૩
વિષયમે જો જા બેઠા તો, ચૂકાવે હે ધ્યાન;
એસા અછા એસા બૂરા, ક્યા કરના કારદાન. મન૦ ૪
બડા દેવકો કેસે બોલે, મનવા તું નાદાન;
બડા દાના હોકે બેઠે, કેસે કહું અદાન. મન૦ ૫
ભજનના લડાકા કરીએ, ડરિયે નહિ લગાર;

---

૮ તમ—અંધારૂં. ઉદાઈ—ઉદય. ૯ કર માંઇ-હાથમાં.

૪ કારદાન—કરામત—ઇલાજ. ૫ દાના—ડાહ્યા.

વિષયમાં તો જતું વારિયે, પામવી જો પાર. મન૦ ૬
નિંદવાથી કાંઇ વળે નહિ, મનની મોટી મામ;
રીઝવીને રાખીએ એને, એથી મળે પરમધામ. મન૦ ૭
લાડુ માગે ત્યારે રોટલો ધરીએ, વશ થાયે સૂધી સાન;
વશ થયું તો જાણો ભાઈ, મેળવશે ભગવાન. મન૦ ૮
અજબ તમાસા મનવાકા હે, સમજે સંત સુજાણ;
મૂરખ તો મગન હો જાતા, ભૂલજાવે ભાન. મન૦ ૯
સંત સમજકી બાત નિયારી, મનકી વરતે તાણ;
નીરાંત જેવા વશ કરી રાખે, સમજાવી સુજાણ. મન૦ ૧૦

## પદ ૫ મું.

હરિ ભજન કરો ભાવે, જમના કિંકર નવ આવે;
જોડા ખાઇ વો જાવે, હરિનામકો સુનાવે. ટેક. ૧
જપ કરી કરી માળા ઘાસે, તોય જમડા તો ના નાસે;
તપ કરી કરી તનડું તૂટે, તોય જમડાથી ના છૂટે. હરિ૦ ૨
યોગ કરી કરી થાય ઘે'લો, તોય જમડા લેશે પે'લો;
જગ્ન કરીને જીવને જાળે, વાંકી દૃષ્ટે જમડા ભાળે. હરિ૦ ૩
વ્રત કરીને કાયા કષ્ટે, જમડા જુવે ઊભા પૃષ્ઠે;
કથા સાંભળી ફૂટે કાન, જમડા જોવા નવ દે ભગવાન. હરિ૦ ૪
દાન આપી તું ઘસાય, જમડા મુક્તિપુરી લઈ જાય;
હું હું કરી તું ફૂલાય, જમડા વે'લો વે'લો ખાય. હરિ૦ ૫
તારૂં મારૂં બોલે આળ, જમડા જોતા હીંડે કાળ;
અભિમાનમાં રમતો જોઈ, જમડા સબ વો દેખે સોઈ. હરિ૦ ૬

---

૧૦ તાણ—વૃત્તિ—ખેંચમખેંચા.

૨ જમડા—કામાદિક અથવા યમદૂત. ૪ પૃષ્ઠે—પૂઠે.

ગાનતાનમાં મન લીન, જમડા ચલાવે મારગ ભિન્ન;
એવી વાત છે જાણો ભાઈ, તરો બ્રહ્મતણી કમાઈ. હરિ૦ ૭

જમડાનું દર્શન નવ થાય, કાયા ઉલટી તેની પાવન થાય;
એક નિષ્ઠાએ જો ગાય, દેહ સુદ્ધાં ધામે જાય. હરિ૦ ૮

મળે બ્રહ્મ મોટો રાય, બીજા તો ભાઈ ખત્તા ખાય;
બલિહારી છે એની જાણ, મન ગમે તે તું તો માણ. હરિ૦ ૯

નીરાંત નામ અવિચળ જાણ, ખરા ગુણની એ છે ખાણ;
જાણો પદ એ તો નિરવાણ, સાચી જૂઠી નભે ન વાણ. હરિ૦ ૧૦

## પદ ૬ ઠું.

કરો સત્સંગત સાચી, તો તો જાવ તમે રાચી;
તરો ભવસાગર મોટો, તજો સંગ જે ખોટો. ટેક. ૧

તરો તમે પળ માંહે પે'લા, રખે બોલ જાણો ઘે'લા;
બતાવશે બ્રહ્મ મોટા, જેના જુગમે નહિ જોટા. કરો૦ ૨

આનંદમાં મન રેલે, બ્રહ્મરસ એથી તો ચે'લે;
અપાર લીલા દાખે, કોણ સત્સંગ પાખે. કરો૦ ૩

મુઆને એ તો જીવાડે, કર્મરૂપી કાટ કાઢે;
તારાં પાપ તો બાળે, જો તું સત્સંગ ભાળે. કરો૦ ૪

તરી ગયા સત્સંગે કેતા, તેના તને પો'ચ્યા છે ચેતા;
વાકી લીલા જે જાણે, તે તો સત્સંગ વિખાણે. કરો૦ ૫

મૂઢ તો બગડ્યા બોલે, મદિરા પીને તે ડોલે;
કુસંગ પડે ખાડે, તેને કોઈ નહિ કાઢે. કરો૦ ૬

કદી તું પડિયો ખાડે, સત્સંગત ઊભી રહી કાઢે;

---

૩ ચે'લે-હદ મૂકીને પસરે. ૫ કેતા-કેટલા. ચેતા-ઓરિયા કે ચેતવણી.

એવી ઉપકારી વાતો, સત્સંગનો મહિમા માતો. કરો૦ ૭
ગુણ એના કોણ ગણે, શેષજી તો નાહી ભણે;
સત્સંગ સહુથી મોટો, વે'લા જઈ જાણો તે ખોટો. કરો૦ ૮
ખોટચા તે તો મોટા, થયા સમજી છોટા;
ભૂલ્યા ભ્રમ જે ખોટા, હાર્યા જે જે ટોટા. કરો૦ ૯
નીરાંત છે લે'ર એવી, છે સત્સંગ દેવ દેવી;
હોક નથી જેવી કે તેવી, નાણી અમે સત્સંગતિ સેવી. કરો૦ ૧૦

## પદ ૭ સું.

સારૂં નથી ખોટું નથી, સાચું નથી નથી જૂઠું;
સુખ નથી કાંઇ દુઃખ નથી, ત્રૂઠ્યું નથી નથી રૂઠ્યું. ટેક. ૧
ભલું નથી ભુંડું નથી, રોગ નથી નથી ભોગ;
જોગ નથી જગત નથી, જગ નથી નથી લોગ. સારૂં૦ ૨
શોક નથી આનંદ નથી, ખરૂં નથી નથી ફોગ;
આજ નથી અલ્યા કાલ નથી, સાજો નથી નથી રોગ. સારૂં૦ ૩
સગો નથી વા'લો નથી, બેટો નથી નથી બાપ;
ઉદાસ નથી ઉદાસી નથી, ટાઢ નથી નથી તાપ. સારૂં૦ ૪
ખાવું નથી પીવું નથી, જાત નથી નથી ભાત;
ભંગ નથી અભંગ નથી, પ્રભાત નથી નથી રાત. સારૂં૦ ૫
પાડી નથી પાડો નથી, વાઘ નથી નથી નાગ;
કામ નથી ને ક્રોધ નથી, અપ્રીતિ નથી નથી રાગ. સારૂં૦ ૬
લોભ નથી ને મોહ નથી, મદ નથી નથી મછરાળ;
માયા નથી અમાયા નથી, આશા નથી નથી ઝાળ. સારૂં૦ ૭

---

૭ માતો—શ્રેષ્ઠ.
૨ લોગ—લોક.

મારૂં નથી તારૂં નથી, દીવી નથી નથી દીપ;
સોનું નથી રૂપું નથી, મોતી નથી નથી છીપ. સારૂં૦ ૮
ડાહ્યો નથી ઘેલો નથી, દેવ નથી નથી સેવ;
ભોળો નથી વરજોળો નથી, મિથ્યા નથી નથી ખેવ. સારૂં૦ ૯
નામ નીરાંતનું એક છે, વસ્તુ સાચી વિશેખ;
અદ્વૈત એહ અખંડિત ભાળો, છૂટી જાય સહુ ભેખ. સારૂં૦ ૧૦

## પદ ૮ સું.

તુજ પશુમાં અંતર શો, જો જાણું નહિ રામ;
ભય પામે છે પંખીડાં, તેમ તારૂં છે કામ. ટેક. ૧
ઉંઘી ઉંઘી ને વણસાડે, પશુ પંખી જાણ;
એ ને તું તો સરખાં ત્યારે, મિથ્યા મારૂં શીદ માણ. તુજ૦ ૨
મૈથુન કરતાં જો જે જહીં તહીં, પ્રાણી માત્ર અજાણ;
તેવો કે વિશેખે તું છું, મૂઢ મારૂં કંઇ માન. તુજ૦ ૩
સવા શેર તો ખાવા જોઇએ, ખૂટાડે કોઠાર;
સારાં બિચારાં પંખીડાં, જે ભરવો મૂકે ભંડાર. તુજ૦ ૪
મનુષ્યાદેહ જો ઉત્તમ પાયો, તો ઓળખ નારાણ;
જમનું જોર ન તેં જીરવાશે, સાચી કહું છું વાણ. તુજ૦ ૫
ખત્તા ખાઇ ખાઈ કૂટાશો, માનશો નહિ અજાણ;
તારા રાજાનું રાજ નથી તહીં, નાખે નરકની ખાણ. તુજ૦ ૬
ભાઈ બાપા કોઈ ન માને, ભજન આવે કામ;
રૂધિરકી નદીમેં બૂડાવે, જાણ્યા ન આત્મારામ. તુજ૦ ૭
જે જે કરો વો કામ ન આવે, ખરા દેખંગે ઘાટ;

---

૯ વરજોળો—સંકટ. ખેવ—નિશ્ચય.
૫ નારાણ—નારાયણ. ૭ રૂધિરની નદી—વૈતરણી.

તિલક છાપે કામ ન આવે, વો દેખે નહિ ઠાઠ. તુજ૦ ૮
સચ્ચા માનો તો જાનો જાનકો, વો આવેગા કામ;
ભજન ભડાકા કરો નિશદિન, સચ્ચા પાઈ નામ. તુજ૦ ૯
નીરાંત તો વિનવિને કે'છે, થાવા તારૂં કામ;
ઓળખશો તો અળગાં રે'શો, તારશે આત્મારામ. તુજ૦ ૧૦

## પદ ૯ મું.

ખાવાની ચિંતા મૂકો પરિ, સમરો શ્રીનરહરિ;
ચાંચ ચાપી તે ચાવણું આપે, ત્યારે તું તો શાને તાપે. ટેક. ૧
ઉદરથી તું આવ્યો બા'રે, કર્યું ખાવાનું એણે ત્યારે;
એ કૂટને તું શીદ સંભારે, હરિ અલ્યા તને ભૂખે મારે? ખાવા૦ ૨
કીડીને કણ જઇને આપે, હાથીને મણ આપે માપે;
સૂતે ઊઠે ભૂખે કોઈ, શીદ મરે તું ત્યારે રોઈ. ખાવા૦ ૩
તેને કરવું તેને ભરવું, તારે દુઃખમાં શોણે મરવું;
પશુ પંખી જોને ભાઈ, ખાવા આપે આતમરાઇ. ખાવા૦ ૪
તારા પેટમાં કેત્તું માય, અજગરનું જ્યાં ઉદર ભરાય;
પેટને કાજે કરતાં વેઠ, એ તો પો'ચાડે નહિ હેઠ. ખાવા૦ ૫
ખરૂં અમારૂં માનો નહિ, મરશો તમે ગોદા ખાઈ;
એક દિવસ તો ભૂખ્યે બેશ, ના મળે તો ચોપડ મેશ. ખાવા૦ ૬
મળે છે તો શાને ધાય, ગોદા શીદ પરાયા ખાય;
પણ માને કોણ મતિમૂઢ, વિશ્વાસ નહિ સમજે ગૂઢ. ખાવા૦ ૭
શ્વાનકી ટેવ પડી ના મટે, તેથી ભુંડા તું આવટે;
સમજે જે કોઈ સાચી વાત, તે તો આવી મળિયું ખાત. ખાવા૦ ૮
જાણે નહિ તે રખડે ખરા, મળે નહિ ને જાયે બરા;

તરફડીને ભરતા પેટ, ડરે નહિ જે પો'ચ્યા ઠેઠ. ખાવા૦ ૯
નીરાંતને મન છે વિશ્વાસ, ખવડાવે આવી અવિનાશ;
ભૂખ્યો કોઈ દિનનો નથી, અનુભવી અમો કહું કથી. ખાવા૦ ૧૦

## પદ ૧૦ મું.

બાજી રમો બાજંદા આવી, તન મનનાં જે અટકી;
જુગાર ખેલો જુગારિયા, જો જો જાતા છટકી. ટેક. ૧
અંતઃકરણનો ચોપટ કરજો, જમીપે દ્યો પટકી;
કુબુદ્ધિનાં સોગઠાં સોળે, મરે તો જાય ફટકી. બાજી૦ ૨
ત્રણ ગુણના ત્રણજ પાસા, દાવમે વૃત્તિ ખટકી;
હાર જીતમે દામ ધર્યો હે, આશા જાત ન ઘટકી. બાજી૦ ૩
પાકી હો ગઇ ગ્યાનીજનકી, અગ્યાનીકી કટકી;
કાચી રહી ગઇ દાવ ન જાન્યો, ગ્યાનીને દીખાઇ ચટકી. બાજી૦ ૪
અજ્ઞાનીને ફરી ફરી મરવું, લક્ષ ચોરાશી ભટકી;
ચોરાશી આસનમાં ઘુંચાયો, ઘાલ્યો માંહી ઝટકી. બાજી૦ ૫
ઊભા રહ્યા સંત જીતીને, ભ્રમણા ભાગી ઘટ પટકી;
ખોટી બાજી જાણી જેણે, જાદુગરી જેવી નટકી. બાજી૦ ૬
જુગારી સો હારી ગયા, મરતા છટકી છટકી;
ગ્યાનીને તો ગ્યાન લિયા હે, ભર લી વાકી મટકી. બાજી૦ ૭
અગ્યાનીને સાન ન આવી, બતાવતાં તો હટકી;
હાંસી હોઈ જાનો બાબા, ગમત હોઈ થટકી. બાજી૦ ૮

---

૯ બરા—મદ.

૧ બાજંદા—ખેલાડી. ૪ કટકી—કાંકરી (સોગઠી). ૬ નટ પટકા—અર્થાત્ કાર્ય વસ્તુઓની. ૭ ભર લી—ભરી લીધી. ૮ હટકી—હઠી ગયો. થટકી—ઠઠ્ઠાની.

લોક પૂછે ક્યા ભયો હે, ભૂતકી પકડે લટકી;
ચૂપ થયો તે કાંઇ ન બોલે, છાતી જાકી ધટકી. બા૦ ૯
નીરાંતને તો બહુત કહ્યાથા, આતમકી ધૂન રટકી;
હારા વોતો કેસે માને, બુદ્ધિ જાકી સટકી. બા૦ ૧૦

---

૯ લટકી-લટ-ચોટલી. ધટકી-ધડકી. ૧૦ રટકી—કહ્યું કે રટ. સટકી—નાસી ગઇ !




